વૃશ્ચિક, સિંહ, વૃષભ અને કુંભ રાશી હોય અને ચંદ્ર સૂર સાથે વહન કરતી હોય તો તે કારજ સ્થિરતાથી (મોડું) થાય પણ થાય ખરૂ.

પોતાનું ચિત સ્થિર કરે, અને પોતાના નાકની દાંડી આગળ પોતાનાં નેત્ર આંખોની કીકી રાખે અને શ્વાસા જોવાની ટેવ પોતાની દ્રષ્ટિ રાખે તો દેવલોક પ્રાપ્ત થાય

ઉપર બતાવ્યા પ્રમાણે પાંચ તત્વ પાંચ પાંચ ઘડી ચાલે છે અને તેનું પ્રમાણ પોતાના આહાર ઉપર આધાર રાખે છે પાંચ તત્વ ચાલે તે વખતે સમજાય માટે સુર ચલાવવા જોઇએ તેનાં નામ નિચે પ્રમાણે.

ધરતી (પૃથ્વી) તત્વ, આકાશ તત્વ, ત્રીજો પવન તત્વ ચોથા પાવક તત્વ (અગ્નિ) અને પાંચમો પાનિ (જલ) તત્વ આ પ્રમાણે પાંચ તત્વથી આપણુ શરીર બંધાયલું છે.

ધરતી તત્વની પરિક્ષા એવી છે કે તે સુર્ય સ્વર ચાલતો હોય. તે વખતે તે શ્વાસનો રંગ પોતાની આંખોની કીકી વડે જોઇએ તો રગ પીળો દેખાય, પોતાની શ્વાસા બાર આંગળ લાંબી ચાલતી હોય એ પ્રમાણેનું ધ્યાન કરીને સમજી લેવું જોઇએ. અને તેને ધરતી તત્વ સમજવું.

શ્વાસા ચારજ આંગળ ઉંચી ચાલતી હોય જેનો રગ આપણને લાલ દેખાતો હોય સ્વાસા ઊંચી એટલે ચાર આંગળ સ્વાસા ચાલતી હોય તો તેને કબીર સાહેબ કહે છે કે અગ્નિ તત્વ સમજવું.

પાણી (જલ) તત્વની પરિક્ષા એ છે કે પાણી તત્વ વખતે આપણી નાસિકાની ધારા નીચે ચાલતી હોય, તેનો રંગ

સ્વેત (ધોળો) દેખાતો હોય સ્વાસા સોળ આંગળ ચાલતી હોય તો તેને જલ તત્વ કહેવું જોઇએ.

હરો (લીલો) રંગ વાયુ તત્વનો જેની સ્વાસા સિદ્ધી ન ચાલતાં તીરછી ચાલે છે. તેની સ્વાસા આઠ આંગળ લાંબી ચાલતી હોય પોતાનું મન અને દ્રષ્ટિ નિરમળ કરીને જોઈ લ્યો

બંન્ને સ્વર ભરપુર ચાલે પરંતુ બાહેર પ્રકાશ ન હોય જેનો રંગ કાળો હોય, તે આકાશ તત્વ સમજવું

## અથ પદમ પરિક્ષા.

જયારે યોગ સાધન કરવું હોય ત્યારે જલ તત્વમાં બેસી ચંદ્ર સ્વર સંપૂણ ચાલવો જોઇએ તે પ્રમાણે સાધન કરવામાં આવે તો યોગ માર્ગ સિદ્ધ થાય.

પાવક (અગ્નિ) અગર આકાશ તત્વ ચાલતાં હોય બંને સ્થિરતા રહેતાં ન હોય તો જે કાર્ય આપણે કરવાના હોઇએ તે કાર્ય સિદ્ધ સંભવિત નથી.

જલ તત્વ અને પૃથ્વિ તત્વ સ્થિર કારજ માટે અને ચર વીગેરે કામ માટે અગ્નિ અને વાયુ તત્વ સુર્યની નાડી એટલે સુર્ય સ્વર ચાલતો તે કાર્ય ચર કારજ માટે છે (ચર) અસ્થિર.

## રોગિની પરિક્ષા

રોગીનો પ્રસંગ એવો છે કે ચંદ્ર સુર ભરપુર ચાલતો હોય. ચંદ્ર સુર પૃથ્વિ તત્વમાં ચાલતો હોય તો તે રોગીનું કદી પણ મૃત્યુ ન થાય.

રોગીનો પ્રસંગ એવો હોય કે, ડાબી બાજુથી આવીને પુછે અને તે ચંદ્ર સુરબંધ હોઈ જમણી બાજુનો સુર્ય સ્વર

ચાલતો હોય તો તે રોગી કોઇ પણ પ્રકારે જીવવાનો સંભવ નથી એમ સમજવું

સુશુમણા સ્વર ચાલતો હોય, પુછનાર આવે તેને બીજે રસ્તે જાય તો તે પ્રસંગે, રોગીની જીવવાની આશા ઘણીજ થોડી.

બંને સુર સાથે ચાલતા હોય, જગતમાં મરણ પ્રમાણ વધે અને રોગો ઉઠે વરસાદ થોડો વરસે, ડાબી બાજુનો ચંદ્ર અને સુરજ બંન્ને સુર સાથે સાથે વહેતો મેઘ (વરસાદ) ન આવે અને વરસાદ ન આવે તો અન પણ ન પાકે.

આકાશ તત્વ સુર્ય સાથે ચાલે તો ઘાસ ચારો ઉપજે નહીં.

ચૈત્ર મહિનો જયારે બેસે અને પહેલો પડવો હોય શુક્લ પક્ષ બેસતું હોય અને તે વખતે સ્વાસા સવારના પહોરમાં જોવી.

પડવાની સવાર થાય, અને પૃથ્વી તત્વ ચાલતું હોય, તો પ્રજા સુખી, રાજા સુખી એવો સમય આવે.

જલ તત્વમાં ચંદ્ર ચાલતો હોય, તે સમય, જીત પમાડે, વરસાદ વરસે, પ્રજા સુખી, અને બધાથી મિત્રતા રખાવે.

પૃથ્વી તત્વ સમધારણ ચંદ્રમાં ચાલતું હોય; જમણી બાજુએ જલ તત્વ ચાલતું હોય તો સમય સાધારણ સમજવો.

રાજયમાં ઉતપાત થાય અને શુકન જોનારનું મૃત્યુ થાય અને કાળ પડે

રાજમાં ઉતપાત થાય અને કાળ પડે મેઘ (વરસાદ) પડે નહીં જો આકાશ તત્વ ચાલતું હોય તો.

અગ્નિ (પાવક) તત્વમાં સ્વાસા ચાલતી હોય, ત્યારે કાળ પડવાનો છે એમ જાણવું, અને વળી રોગની ઉત્પત્તિ થાય, પ્રજા દુઃખી થાય અને રાજાનું માન ઘટે.

ભય કલેશ દેશમાં થાય, વિગ્રહ, અશાંતિ ઘણી થાય; કાળ પડે, પ્રજા દુ:ખી થાય જો વાયુ તત્વમાં સ્વર ચાલે તો.

મેષ રાશીની સંક્રાન્તિ ચૈત્રનો દિવસ હોય, તેનો ભેદ આવીને લે, ચંદ્ર સુરજના નામથી જગત કાર્ય હવે કહુ છું.

## ચંદ્રની પરિક્ષા.

જોગ અભ્યાસ, મીત્રતા, ઔષધ, વાડી, બાગ બગીચા અને સ્નેહ શિક્ષા મંત્ર વેપાર કરવો હોય તો ચંદ્ર યોગ સ્થીર કરવો જોઇએ. તો તેને રાજા જેટલું સુખ મળે.

ચંદ્ર જોગમાં એવા તરથીર કરી જાણો અને તેવા કાર્યો એટલે સ્થીરતાથી કરવાના છે. મકાન બાંધવાનો પાયો નાખવો હોય, છાપરૂં બાંધવાનું હોય, બાગ બનાવવાનો, તપ કરવાના હોય ગુફા બનાવવા માટે ચંદ્ર સુર્યને સ્થિર કરીને આ કામો હાથ પર લેવાં.

દરબારમાં જાય તો હાકીમ તેની વાત પ્રમાણ માને સ્વ-ચંવરમાં પોતાને વરમાળ આરોપાય, ચંદ્ર જોગમાં જ્યાં જ્યાં આસન ઉપર પગ મુકે ત્યાં ત્યાં કબીર સાહેબ કહે છે કે એવા કામો બતાવ્યા છે. તે કાર્યો ચંદ્ર યોગનાં સ્થિરતાનાં છે.

ડાબી બાજુનો (ચંદ્ર) સુર્યનું કામ જે હતાં તે બતાવ્યાં હવે જમણા સુર્યની વાત સ્વરોદયની કહું છું તે સાંભળો.

## સુર્ય કે લક્ષણ.

જો યુદ્ધ કરવાની ઇચ્છા રાખો તો (દહીને) સુર્ય સ્વર ચાલતો હોય તો. તે માણસ રણમાં જીત મેળવે.

ભોજન કરવું, ન્હાવું, સંભોગ કર્મ માટે સુર્ય પ્રધાન સ્વર છે: રથ ઉપર જીન માંડવું, વ્યવહાર કરવો, હાથી, ઘોડા, વાહન, હથીયાર વીગેરે તૈયાર કરવાં અને બાંધવાં.

અને વેપાર વિદ્યાને સાધ્ય કરવી, મંત્ર વિધિ, ધ્યાન આરાધના દેવની સ્તુતિ, વેરીને ઘેર જવું હોય, અને કોઇને રણનું આમંત્રણ મોકલવું હોય તો આ બધા કાર્યને માટે સુર્ય સ્વર પ્રાધાન્ય છે.

તમે પોતે જો કોઇ સાથે યુદ્ધ માંગો જહેરી જનાવર અગર ભૂત, પ્રેત વીગેરે ઉતારવું હોય તો કબીર સાહેબ કહે છે કે આ બધાં કામો ત્વરીત કરવાનાં છે એટલે સુર્યમાં કરવાં.

(ચર) ઉતાવળા કામ માટે સુર્ય છે, સ્થીર કામ કરવા માટે ચંદ્ર છે અને જે વખતે સુખમના ચાલતી હોય તે વખતે ચાલવું (જવું) નહીં જોઇએ; કારણ કે ત્યાં જરૂર કાંઇને કાંઈ દગો, ફીસાદ, ઉદ્વેગ વીગેરે થયા સિવાય રહેજ નહીં.

ગામ, પરગણું, ખેતી કરવી, વેપાર કે ઘેર જવું, વિગ્રહ કરવો વીગેરે કામો સુખમના ચાલતી હોય તે વખતે કરવાં નહીં.

થોડીવાર ડાબી બાજુનો સ્વર ચાલે અને થોડીવાર જમણી બાજુનો (સુર્ય) સ્વર ચાલે અને તે સ્વરો બાર આંગળ ચાલે કે નવ આંગળને અંતરે ચાલે તો તે આપણા પોતાના જીવની હાની થશે એમ સમજવું.

જો કોઈ માણસ (વાઇમે) વાયુ તત્વમાં જાય તો ક્લેશ અગર કાંઈ પીડા થાય અને સુખમના ચાલતી હોય તે વખતે ચાલવું નહીં જોઇએ એ પ્રમાણે તમોને બતાવ્યું.

યોગ સાધન કરતાં, આત્માનું ધ્યાન કરતાં અગર બીજું કોઇ કાર્ય કરતાં સુખમના ચાલતી હોય તો તે કાર્યમાં હાની પહોંચે.

(બાયે) ડાબી બાજુનો સુર ચાલતો હોય અને જો પુર્વ તથા ઉત્તર તરફ આપણું કાર્ય કરવાને માટે આપણે જતા હોઇએ તો આપણને નુકશાન પહોંચે અને પાછા આવવાની આશા સમજવી નહીં

જમણી બાજુનો સુર્ય સ્વર ચાલતો હોય તો પશ્ચિમ, પાછુ આવવાની આશા થોડી દક્ષિણ, દેશ તરફ જવું નહીં જોઇએ અને જો જાય તો હાની થાય

જમણી બાજુનો (સુર્ય) સુરમાં પૂર્વ, ઉત્તર, દીશા તરફ જાય તો સુખ સંપત આનંદ કરે, સારા સમય, શુભ કારજ, વીગેરે થાય.

ડાબી બાજુનો સુર (ચંદ્ર) ચાલતો હોય તે વખતે દક્ષિણ અને પશ્ચિમ દેશમાં જાય તો સુખ, સંપત આનંદ કરે.

જમણો સુર જ્યારે ચાલે ત્યારે જમણો પગ અને ડાબો સુર ચાલતો હોય ત્યારે ડાબો પગ ઘરની બહાર નીકળતાં પહેલાં મુકવો જોઇએ

ડાબો પગ પહેલાં મુકે અને તે વખતે ચંદ્ર સુર ચાલતો હોય ત્યારે ચાર ડગલાં ચાલતાં સુધી તે પગ ઉપર વધારે જોર દેવું અને જમણો સુર (સુર્ય) સ્વર ચાલતો હોય ત્યારે ત્રણ ડગલાં સુધી વધારે જોર દઇને દબાવીને ચાલવું. ડાબો પગનાં ચાર ડગલાં પ્રમાણે બરાબર અનુભવ લઇને ચાલવું.

## પદમ પરિક્ષા.

જમણી બાજુએથી આવીને, ડાબી બાજુએ બેસીને અગર ઉભા રહીને પુછે અને જો ડાબો (ચંદ્ર) સુર બંદ હોય તો તે પ્રાણ (કાર્ય) સિદ્ધ થાય નહીં

ડાબી બાજુએથી આવીને, જમણી બાજુએ આવીને અગર ઉભા રહીને પુછે અને સુર્ય સ્વર બંધ હોય ચંદ્ર ચાલતો હોય તો તેને પુછેલું કાર્ય થાય નહીં

જો જમણો સુર બંધ હોય, અને જો કોઇ આવીને પુછે (પ્રશ્ન કરે) અને તે જમણો સુર બંધ હોય, તો પોતાની ઇચ્છા પુરણ થાય.

જ્યારે સ્વર બહાર સ્પષ્ટ દેખાતો હોય અને તેને કોઇ આવીને પૂછે તો તેનું ભવિષ્ય એવું કહી શકાય કે. ધારેલું કારજ થવું કઠીણ છે.

## અથકાલ અગમ પરિક્ષા,

દીવસે ચંદ્ર ચલાવે, રાત્રે સુર્ય (જમણો) સુર ચલાવે એવું સાધન હમેશાં કરે તો તે માણસની ઉમર ભરપુર થાય

પાંચ પાંચ ઘડીએ પાંચ તત્વ ચાલે, સુર્ય સ્વર ચાલતો હોય અને દસ આંગળ સુખમન શ્વાસા ચાલતી હોય તો તે માણસનું જીવન બરાબર નથી તેમ સમજવું.

આઠ પહોર સુધિ સુર્ય ચાલે, અને તે સ્વર બદલાતો ન હોય તો તે માણસની કાયા ત્રણ વરસ કરતાં વધારે રહી શકે નહીં. અને તે જીવ શરીરમાંથી નીકળી જાય.

કૃષ્ણ પક્ષ (વદી) ના મધ્યમાં, દક્ષિણનો સૂર્ય હોય અને તે વખતે જે કોઈ યોગી પોતાનો પ્રાણ ત્યાગે તો તે પુનઃ જન્મમાં રાજા અવતરે.

તે ઉપરનો રસ્તો મળે અને સત્યનામ હરદમે (સાધુ) ભજે અને તેની પ્રથમથી જ પારખ કરી લે તો યોગી મુક્ત પદને પ્રાપ્ત કરે અને તેને બીજા જન્મનો આવાગવનનો (જન્મ લેવાનો) ફેરો મટી જાય છે.

ઉતરાયણનો સૂર્ય શુકલ પક્ષ ( અજવાળીયામાં ) હોય અને તે વખતે જો કોઈ યોગી પોતાની કાયા ત્યાગે તો.

મુક્તિ પદાર્થને પ્રાપ્ત કરે અને ફરી આવવા જવાનું જન્મ લેવાનું રહે નહીં જેવી રીતે કે સમુદ્રમાં બુંદ (ટીપું) મળી જઈ અને દ્વિતિય ભેદ રહી શકતો નથી

બન્ને સ્વરોને સાધીને પોતાની શ્વાસા ચાલે તેને જેમ બને તેમ થોડી ચાલે તેમ સાધના કરીને સ્વરોદય જ્ઞાન પામીને બીજાને સમજાય.

સુર્ય સ્વર જલ અગર પૃથ્વીતત્વમાં ચાલતો હોય તો હે મિત્રો, વીરો બરાબર લક્ષ દઈને સાંભળો કે તે તમારૂં કાર્ય સફળ થાય

ચંદ્ર સ્વર અગ્નિતત્વ અગર આકાશતત્વમાં ચાલતો હોય તો તેવે પ્રસંગે કોઇ પણ કાર્ય કરવાનું મુલતવી રાખવું કારણ કે શાસ્ત્રમાં તેને નિષેધ ગણવામાં આવ્યું છે.

જમણો સ્વર એટલે સુર્ય સ્વર જયારે ચાલે ત્યારે પોતાના ત્રણ પગ ( ડગલાં ) જમણા પગનાં ડગલાં ભરવાં પરંતુ તે દીવસ સુર્યનો હોવો જોઇએ.

જમણો સ્વર જ્યારે ચાલતો હોય તો જમણા પગનાં ત્રણ ડગલાં મુકવાં અને ડાબો સ્વર ચાલતો હોય ત્યારે ચાર ડગલાં ભરવાં અને તેજ લાંબો અનુભવ મેળવી પ્રવીણ થઈ પોતાના હાથનું પણ પ્રમાણ એ પ્રમાણે રાખવું.

## અથ ગરભ વિશેની પરિક્ષા.

ઇંગલા, પીંગલા અને સુખમના ત્રણ નાડીઓ વિષે કહેવાય જેને સૂર્ય, ચંદ્ર, વીગેરેનો વિચાર કર્યા કરે અને શ્વાસમાં લીન રહે જેમ કે કચ્છવા (કાચબો) પોતાના શરીરને સમેટ કરે ( સમેટ ) એકઠું કરે છે. પોતાની કાયાનાં અંગોને પોતાના શરીરમાં એક કરી લે છે. તે પ્રમાણે જ્ઞાની પુરૂષો શ્વાસમાં પોતાની સુરત, ( લક્ષ ) લાગવામાં તલ્લીન બને છે.

શ્વાસાવાણી નિશ્ચય કરી કોઈ પણ પુરૂષ જાણે અને તેને વિચાર કરીને ખર્ચ કરે તો જ્યાં સુધી પોતાની શ્વાસા ખર્ચાય નહીં ત્યાં સુધી તે માણસનું મરણ થતું નથી.

આખો દીવસ અને રાત એટલે ચોવીસ કલાકમાં એકવીસ હજાર છસો શ્વાસો શ્વાસા ચાલે છે, તે પ્રમાણે તેનો વિચાર કરી શ્વાસો શ્વાસ વાપરે અને તેથી જો થોડા ખર્ચ કરે તો તે માણસ સેંકડો વર્ષ સુધી પોતાનું આયુષ્ય રાખી શકે અને જ્યારે તે શ્વાસો શ્વાસ પુરા થાય ત્યારેજ તે શરીરનો નાશ થાય છે.

કદાપી અકાલ મૃત્યુથી મરે નહીં રાજા હોય કે ગમે તે હોય પરંતુ જ્યારે બધી શ્વાસા વિતી જાય ત્યારેજ યમદુત તે મનુષ્ય પાસે આવી શકે છે.

ચોરાશી વર્ષ સુધી સાધના કરીને પોતાની શ્વાસા રીત-

સર જુક્તિથી ચલાવે તો તેનું અકાલ મૃત્યુ થાય નહીં અને તે દીર્ઘાયુષી થાય.

ભોજન સૂક્ષ્મ કરવું, ગુરૂનું નામ રટવું, અને જલ (પાણી થોડું પીયે, બોલે થોડું તો તે માણસ પોતાનું આયુષ્ય લાંબું ટકાવી શકે.

મોક્ષ, મુક્તિ જો તમો ચાહો તો કામદેવને મારી પોતાની ઇચ્છાઓનો ત્યાગ કરો અને મનની ઇચ્છાઓનો નાશ કરી સતગુરૂનું સત્ય નામનું સ્મરણ કરો.

ઉપર કહેલી બે વાત એક કામદેવને મારી મનની ઇચ્છાઓ પૂર્ણ કરી પાંચ ઇંદ્રીયોનાં (અસત્ય માર્ગનાં) કર્મોનો ત્યાગ કરી પોતાની દેહમાં સમાયલો પરિબ્રહ્મ પરમાત્મા જે સમાયલો છે. તેને શોધો એટલે ત્રણે તાપથી મુક્ત થશો.

એટલે તત્વોને વશ કરીને રહેવાથી, જન્મનો ફેરો સફળ થઈ આ ભવસાગર તરી જવાય છે. કબીર સાહેબ કહે છે કે હે ધર્મદાસજી તે જુક્તિ કે જે મ્હેં તમોને કહી બતાવી છે

આ યુક્તિથી દેહ મરે છે પણ તમારો આત્મા અમર છે. અર્થાત કે તમો અમર છો કારણ કે આત્મા પરમ સતગુરૂના સ્વરૂપને ઓળખે છે, અને તેના તેજમાં મળી જાય છે, અને અજ્ઞાની મનુષ્યો ભટકતાં ફરે છે, અને એને પારખી શકે તે જ્ઞાની થાય છે

ત્યારબાદ આ દેહ પણ દેહ મટીને સત્ય સ્વરૂપ બની અવિનાશી જેનો કોઇ પણ વખતે નાશ થતો નથી તેવો આત્મા અવિનાશીના નિર્વાણપદને પ્રાપ્ત થાય છે, અને તે હમેશાં આ દેહથી ન્યારો છે અને દેહ તો કર્મફળને

બાંધનારી છે. તેના કર્મફળની આશાઓ વાસનાનો ત્યાગ કરવો તેથી સ્વસ્વરૂપ અસલ પદની પ્રાપ્તિ થઇ મુક્ત થવાય છે.

## અથ તત્વની ઓર પ્રકૃતિની પરિક્ષા.

અગ્નિતત્વ જાણવાનાં લક્ષણો, નિદ્રા, આલસ, ભુખ, તરસ છે એમ કબીર સાહેબ કહે છે.

કબીર સાહેબ કહે છે કે જળતત્વ જાણવું હોય તો, પરસેવામાંથી કફ પીત (તામસી) માથુ દુખવું લાલાશ વીગેરે નીશાનીઓ છે.

પૃથ્વીતત્વ હાડકાં, ચામડી નાડી (રૂવાંટા) અને માંસ વીગેરેનો પૃથ્વીતત્વમાં સમાવેશ થાય છે.

બળ વધારનાર અને શક્તિથી દોડવું શરીરનું વધવું જાડા થવું અને સંકોચ થવું વીગેરે ગુણો હોય તો વાયુતત્વ સમજવું.

સોચ, મોહ, લોભ, અહંકાર વીગેરે ગુણો જે છે તે દેવ પુરૂષોએ તેને આકાશતત્વની પ્રકૃતિ કહી છે. માટે તેનાથી મનુષ્યે હમેશાં જુદા રહેવું જોઇએ.

પાંચ પ્રકૃતિ પચીશ નાડીઓ અગર ૯૫ પ્રકૃતિઓના સ્વભાવ નિરાધાર પરિબ્રહ્મ સ્વરૂપ જેવા છે અને તે દરેક માણસના પોતપોતાના સ્વરૂપને ઓળખ્યાથીજ મળે છે.

દેહીનો આકાર રૂપ માનીને અંદરનો જે આત્મા છે તે નિરાકાર નિર્લેપ બનાવી પોતાના દેહનું મંથન કરવું અને પોતાના દેહને કંચન રૂપ કરવી તેનુંજ નામ જ્ઞાન અને તે જ્ઞાનજ સારમાં સાર વસ્તુ છે

હથીઆર જેને કાપી શકતું નથી, અગ્નિ જેને બાળી શકે નહીં મરવાના ભયથી રહીત એવો જે તુ (તારો આત્મા)

એવો બોધ સુરૂએ બતાવ્યો છે. તે માર્ગને હમેશાં ખોળ્યા કર (શોધ્યા કર) એમ મહાત્માઓ કહે છે કે પારખપદને પ્રાપ્ત કરો.

જલતત્વ અને વાયુ મળીને વાણી થાય છે અને વાણી મટી ને તેમાંનો અખંડ જીવ અવિનાશી નિત્ય છે. અર્થાત કે અખંડ છે અને તેને કોઇકજ વિરલા પુરૂષ સમજી શકે છે.

આંખ, નાક, જીભ, ત્વચા, કાન એ જે પાંચ ઇંદ્રિયો કહી તેમાંથી જ જ્ઞાન ઉત્પન્ન થાય છે તે ચતુર પુરૂષો જાણી શકે છે.

ગુદા, મુખ (મ્હોં) અને ત્રીજુ લીંગ હાથ પગ એવી પાંચ ઇંદ્રિયોથી કર્મ થઇ શકે છે અને આ દેહની વિધિ કરવાના માર્ગ છે

જીભ્યા (જીભ) ઇંદ્રિ નીર (જલ) તત્વનાં છે, નાસિકા તથા કાન ઇદ્રિ પૃથ્વીતત્વની છે તેને વિચાર કરીને ઓળખાણ કરી લેવી

ત્વચા (ચામડી) ઇંદ્રિ વાયુની, નેન (આંખ) ઇંદ્રી પાવક (અગ્નિ) તત્વના છે. અને તેમને જે કોઇ માણસ સાધે તે પરમપદ પામે છે. અને હમેશાં સુખચેનથી રહે છે.

## અથ તત્વનો વાસો

પૃથ્વી તત્વનું સ્થાન હૃદયમાં છે અને બહાર નીકળવાની જગા ગુદા છે. તેનો રંગ ધોળો હોય છે તેનાથી ઓળખી લેવો અને તે આહાર-જમવા તથા જલ પીવા ઉપરથી ઓળખી શકાય છે.

અગ્નિ તત્વનો લાલ રંગ છે અને તેમાં મોહ (માયા)

લોભ અને અહંકાર છે. અને જલ તત્વનો વાસો ભાલ (કપાલ)માં છે અને તેનું દ્વાર (લીંગ) છે.

મૈથુન કર્મનું આહાર છે. તેનો રંગ ધોળો હોય છે. પવન (વાયુ) નાભીમાં રહે છે, નાક તેનું દ્વાર છે.

લીલો રંગ વાયુ તત્વનો છે. ગંધ સુગંધ અહાર તેનાથી પરખી સકાય છે, અને આકાશ તત્વનું દ્વાર માથામાં છે તેને બરાબર ઓળખવો.

શબ્દનો અહાર શબ્દ છે. અર્થાત કે તામસી પ્રકૃતિનો ત્યાગ કરવો, અને તેનું દ્વાર કાન છે. છતાં કાન છતાં સાંભળવું નહિં. એટલે સામાવાળાનો શબ્દ આપણને અરૂચતો હોય તો તેને ગળી જવો અને કર્મમાં બારીક લીંગ છે, તે તેનું સ્થાન છે.

ચીત, બુદ્ધિ, અહંકાર અંત કરણમાંના વિચારો અજ્ઞાનના છે કે જ્ઞાનવાળા છે, તેને જ્ઞાનવાને નિતિ વ્યવહારનો વિચાર કરીને જાણવા.

શબ્દનો સ્પર્શ થાય અને તે કાને ધરે અને તેમ એક રૂપ થઇ જાય તે મનુષ્ય એકાકાર રૂપ કહેવાય.

હે પ્રભુ (આત્મા) તું નિરાકાર છે. અચલ અવિનાશી ને તું જો નિરાલંભ જેને કોઇ સાથે કાંઈ સંબંધ નથી. એવા નિર્વાણપદને સાંભળીને ત્યારબાદ તે અજર અવિનાશી ચૈતન્યપદને પરખી મુક્ત થા

જમણી બાજુ વહે અગ્નિ તેનો પ્રકાશ અને તેજ છે તેનું સ્થાન મન હૃદય છે અને પવનનો વાસો નાભીમાં છે.

## કમલની પરીક્ષા

મુળ કમળ ચાર દલનુ છે. તેની પાંખડીનો રંગ લાલ છે. તેનું સ્થાન બે ભ્રમરના વચ્ચે છે. ગવરિસુત ( ગણુપતિ ) જ્યાં વાસો કર્યો છે તે જગા ગુદા છે ત્યાં આગળ છસો જાપ (નસો) એકત્ર હોય છે. તેનો સંબધ મુળ કમળ દલ સાથે છે.

છ કમલ દલ ઉપર અને નાભી નીચે છ હજાર પાંખડી વાળુ ચક્ર તેનો એક તાર કરી જાપ જપ બે ભવાં વચે જે ચક્ર ( ગણુપતી ) નામથી ઓળખાય છે. તે બ્રહ્મા અને સાવિત્રી નામ ( ગુદા ) તે બધી નાડીનો એક તાર કરી લે.

આઠ પાંખડીનું કમળ છે જેનો લીલો રંગ છે જ્યાં વિદ્યુત ( વીજળીક ) લક્ષ્મી નામ આપવામાં આવ્યું છે. ત્યાં તેનો વાસો છે તેનો છ પાંખડી ( ગુદા ) સાથે સંબંધ છે તેને તેની સાથે જોડી દે અને જાપ જપ

અનહદ ( બ્રહ્માંડમાં ) જે કમલ છે તે બાર કમળથી બનેલું છે તેનો રંગ શ્વેત (ધોળો) છે તેની સાથે એક તાળી કરી જાપ જપ, જ્યાં શીવ શક્તિનું જોડકું બંધાય છે.

જ્યાં કંઠનો વાસો છે ત્યાં સોળ દળનું કમળ છે ત્યાં તેની સાથે જોડી સહસ્ત્ર જાપ જપી લે આ ભેદ કોઇ ખરા યોગી પાસેથી સમજી લે કેમકે તે ભેદ ઘણોજ ગુહ્ય છે અને સમજવો ઘણો જ કઠીણ છે

અધર ( હોઠ )માં બે દલ કમલ છે, અને ત્રિકુટી ( ભ્રંમર ) વચ્ચે અનુપ ( અખંડ ) ધ્યાન ધરવાને માટે સહસ્ત્ર જાપ ત્યાં જપ કેમકે તે જાપ જપવાથી જ્યોત સ્વરૂપની પ્રાપ્તિ થાય છે.

ગગન મંડળ (બ્રહ્માંડમાં) હજાર દળનું કમળ છે ત્યાં તે હજાર દળ જાપ જપે છે. અને તે તેજપુંજ પ્રકાશ આપે છે.

યોગ માર્ગથી, પોતાની સુરતાને યુક્તિથી ઓળખી કહાડ. જયાં દશ પ્રકારના અનહદ નાદ વાગી રહ્યા છે ત્યાં તો લીન (તલ્લીન) બની પરમાત્માને અખંડ અવિનાશી આત્માને શોધ અને (અનહદ) એટલે પોતાના બન્ને નેત્રો બંધ કરી મીચી તે વખતે જે નાદ (અંતર્નાદ) સંભળાય છે તેને અનહદ નાદ કહે છે તેનું શોધન કરી સાધના કર.

## સાધન નાડીની પરીક્ષા

પોતાનું શરીર નવ નાડીથી ને દસ વાયુથી બંધાયલું છે. તેમાં પાન અપાન અને ઉદાન એવા ત્રણ વાયુ હોય છે.

મૈથુન, ભય, કુતકાલ કુર્મ વાયુ એવા કામોને જીતી દસ દ્વાર બંધ કરી તેમાંની ત્રણ નાડી મુખ્ય છે.

ઇંગલા પીંગલા (ચંદ્ર સુર્ય) અને સુખમના તેમાં જો કોઇ પ્રવીણ પુરૂષ હોય છે, તેજ ક્રીડા કરી શકે છે અને તે ક્રિડા કરતા સત્ય વસ્તુને કેટલાક પ્રાપ્ત ન કરી શકયા, અને કેટલાક જે તેમાં મચી રહ્યા તે પતિત હોવા છતાં પણ તરી ગયા મુક્ત થયા.

બ્રાહ્મણ રજપુત વૃદ્ધ બાળક વિગેરે તું કાંઇજ નથી. હે ધર્મદાસજી તમો પોતાના આત્મજ્ઞાનના સ્વસ્વરૂપને જુઓ એટલે તમોને તે તમારા માંહીજ જણાઇ આવશે.

હે ધર્મદાસજી જયારે સત્ પારખ જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે આપણી કાયાનો સોચ-ભ્રમ વિચાર વગેરે છુટે છે અને તેથીજ આપણા આત્મા વિષેનું અંધારૂં મટે છે અને પાપ પુણ્ય વિગેરે આસા વાસના મટે છે

ઉપરના અંધારાના સ્થાન મનમાંથી છુટે કાયામાંમી મોહ અહંકાર તજાય અને અજપા જાપ જપે તો તે પોતાના બ્રહ્મરૂપી અંધારૂં ભૂલાય છે અને પરમપદ પ્રાપ્ત થાય છે.

આ ભ્રમમાં તું પોતેજ બંધાયો છું જેને તું શોધે છે તે તું પોતેજ છે. પરંતુ તે ઇચ્છા દેહી શરીરમાંની ભ્રમ અંધારા વીગેરેને તું ટાળ એટલે તત્કાળ તું પોતેજ કોણ છે ? અને પરમાત્મા તારાથી વેગળો નથી, તે તું સમજી શકીશ.

જો તમો તે અનહદ નાદનો તપાસ કરશો તો તમો જીવન મુક્ત છો અને તમારે મુક્તીની અપેક્ષા જ કરવાની જરૂર નથી અર્થાત કે આ કાર્યથી મુક્તિ જુદી નથી.

## અથ તત્વની પરિક્ષા

પવન આકાશ તત્વથી થયેલો છે અજ્ઞાનીને તે મળી શકે નહીં અને પાવક–અગ્નિથી જલ થયુ અને પાણી ધરતીમાં કહીયે.

ધરતી તત્વનો મીઠો સ્વાદ છે, નીરનો ખારો સ્વાદ છે; અગ્નિનો ચપરો, તીખો તમતમો અને ખાટો સ્વાદ વાયુ તત્વનો છે.

ખાટો મીઠો તીખો તમતમો અને ખારો પ્રમાણ હોય, આ બધા સ્વાદનો સંપૂર્ણ અનુભવ લઇએ અને ગુરૂ મુખ સાધ્ય થાય ત્યારે આ તત્વો સાધ્ય થયા સમજાય.

સ્વાદ નહીં અને રંગ પણ નહીં અને તેની ચાલ પણ બતાવી પરંતુ સાધુ પુરૂષને તો પાંચ તત્વની પારખ માટે સ્વાદ રંગ અને ચાલ કશાની પણ જરૂર પડતી નથી પોતાની મેળેજ સમજી શકાય છે.

પાવક—અગ્નિ ત્રિકોણ ચાલે, ધરતી ચારે બાજુએ ચાલે છે આકાશ તત્વ ઉપર ચાલે અને જલ લંબગોળ ચાલે છે.

અગ્નિનો ગુણ તામસ-ક્રોધી છે અને રજોગુણ વાયુનો છે. પૃથ્વી અને પાણી સત્વગુણી છે અને નભ-આકાશતત્વ સ્થિર સ્વભાવનો નથી. એ પ્રમાણે તત્વો અને તેના ગુણો ઓળખાય છે.

( અથ સાધના )

સમય આસન સાધીને શ્વાસની દૃષ્ટિમાં તત્વનો ભેદ જો મેળવવો હોય તો સાધનાના સિવાય કાંઇજ બની શકે નહીં.

પદ્માસન લગાવીને પોતાના એકાગ્ર ચિત્તથી હંમેશાં સાધના કર બેસતાં, હરતાં, ફરતાં, સુતાં પણ પોતાના મનમાં સત્યનામની આરાધના કર્યા કર.

બાંયે (ડાબી) બાજુનો ચંદ્રસ્વર પૃથ્વી તત્વનો ચાલતો હોય, તો તે તત્વ સારૂ સમજવું જોઇએ અને તે દેશની વૃદ્ધિ કરે અને સારો સમય લાવે, પ્રજા સુખી અને ( મેઘ ) વરસાદ સારી રીતે આવે

ઢોરને માટે ચારો ( ઘાસ ) ઘણું થાય, પુરૂષોને આનંદ ઘણોજ થાય, જલ તત્વ ચદ્રમા ચાલતો હોય તો ધરતી પ્રલય થાય એવો વરસાદ થાય, અતિ વૃષ્ટિ થાય.

આનંદ, મંગળમાં જગત રહે, અને જો ચંદ્ર સુર જલ તત્વ અને પૃથ્વીમાં વહેતો શ્રી કબીર સાહેબ કહે છે કે રણમાં જઇ પોતાની જીતની હાક વગાડે.

ત્રણ તત્વોનો વિચાર કરવો કયા સુરમાં ચાલે છે, તે જોવું. જ્યારે મેષ રાશીની સંક્રાંતી હોય, ચાર ઘડી વીત્યા બાદ.

અગ્નિતત્વમાં જ્યારે સુર્ય ચાલે ત્યારે રોગ ચાલે પ્રજા ઉપર આફત આવે, કાળ પડે વરસાદ ઓછો પડે, દેશ ભાગી પડે અગ્નિ જેવો તાપ પડે.

સ્વરોદયનો ભેદ હું કહું છું. સુક્ષ્મ રીતે કહી સંભળાવ્યો તેનો સ્વય વિચાર કરી લે પોતાના મન સાથે લગાવી લે.

પૃથ્વી ટળે, ગીરીવર ટળે, વાગેલો ઘાવ પણ રૂઝે પણ પરંતુ હે મીત્ર, સ્વરોદયનું વચન ન ટળે જો સ્વરોદયમાં સુરતા બરોબર રાખે તો તે જ્ઞાન સ્વરૂપ રણજીત કહેવાય.

શ્રી સતકબીર સાહેબે દયા કરીને સ્વરોદય જ્ઞાન આપ્યું આનાથી શ્રી ધર્મદાસજી પોતાના ધર્મ ઉપર અને વિચારો ઉપર દ્રઢ અને સ્થિર થઇને પછી તેનાથી પણ ઉપરનું પગથીઉ તે આગળ પારખ પ્રકાશ જ્ઞાનમાં વધ્યા તેથી મોક્ષ થયા

( ઇતિ કબીર જ્ઞાન સ્વરોદય સમાપ્ત. )

---

## ( ગુરુ સ્તુતી. (રાગ) બનઝારો )

સત્ય ગુરૂ સદા હીતકારી, લેજો ભવસાગરથી તારી. ( ટેક )
કામ ક્રોધ લોભ અતી નડતા, પંચ વીષય બહુ કનડતા;
ઘણા ઘણા એ છે દુઃખકારી, લેજો ભવસાગરથી તારી. (૧)
બહુ જગત તણી છે ઉપાધી, સાથે નડે છે યાધીને વ્યાધી;
ગુરૂ ગ્રહોને બ્રાંહ્ય હમારી, લેજો ભવસાગરથી તારી. (૨)
સત્ય સુબુદ્ધિ સેવક માગે, પ્રીતે પાય ગુરૂને લાગે;
દીનદાસની અરજ સ્વીકારી, લેજો ભવસાગરથી તારી (૩)
મયાદાસ સાહેબ ગુરૂરાજ, ધરો સેવકની ઉર દાઝ;
લાલદાસને આસ તમારી, લેજો ભવસાગરથી તારી. (૪)

# કબીરસાહેબકામહાન મંત્ર (૫૨) જંજીરા

સદ્દગુરૂ શ્રી કબીર સાહેબની પાસેથી બાદશાહ સુલતાને જયારે (૫૨) કશની લીધેલી તે વખતની સ્વય સિદ્ધિ વડે તેને સહન કરી તેના નામે જંજીરા મંત્ર બતાવ્યા તે મહાત્માઓના હાથ લેખીત ગોટકા ઉપરથી છપાવી-પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે.

(અથ–બાવન જંજીરા મહાનમંત્ર પ્રારમ્ભ)

હંસા સદગુરૂ સરણ સહાયે, સરણ ગ્રહે તન રોગ ન વ્યાપે;
વાપ તાપ મીટ જાય, વીર બૈતાલ બન ગલ જઇહે;
જમકે કોટ ઢહાયે, અટવન વટવન દ્રષ્ટિ ન લાગે;
ઉલટી ધરી તાહી ધરી ખાય.
જહેર વીષ નીકટ નહીં આવે, કાલ રહે અરગાય.
દોહાઇ સત્ય કબીરકી (૧)
મારન મોહન ઉચાટન, મારત મન પછતાય;
સતગુરૂ ચરણ સરણકી મહિમા, ઉલટી ચલી છીટકાય;
જ્યાં લગી કાળ કાળકે વાસા, સંત ચરણ ચીત્ત લાય;
કહે કબીર દુ:ખ દુંદ મીટે, સુકિત લક્ષ દુહાઈ (૨)
સુકિત કંત સદા ઉજીયારા, અબુ સાગર પતાળ કંજારા;
આકાશ દિહા રાનીજનાસ, નિરંજન સતી આધાર ધ્યાન ઉર્ધ્વાર;
સુમતધાર રક્તધાર, ગહીલાધાર,
બાવનધાર, દુહાઇ સતગુરૂ કબીર સાહેબકી (૩)
ઘાટ ઘાટ કાટો વાટ વાટ કાટો, મુયે મસાણ કાટો,

કામરૂકે વિદ્યા કાટો, નવનાથ ચોરાશી સિદ્ધા કે સક્તિકાટો,
દેવા દેવી કે અંક કાટો, મારન મોહન ઉચ્ચાટન કાટો,
મંત્ર હલાહલી દેવી યોગિનીકે આને ગાત્ર કાટો,
શિવકે ત્રિશુલ કાટો, કેતા ગુણ ભૈરો સો ટારો,
નિરંજન નામ ત્રીદેવા શક્તિનામ કરો,
કહે કબીર સુનો ધર્મદાસ, જંજીરા શબ્દ કરો પ્રકાશ,
ખંડ ખંડકે કાટે જીવકે બહુરે શ્વાસ,
આદી પુરૂષજી સદા સહાયે, દુહાઈ સત્ય કબીરકી. (૪)
કલીમે ભૂતભૂત બરીયાઇ, બજ્ર જંજીરા દિન પઠાઇ,
વજ્ર જંજીરા વજકીધાર, સાધુ સંતકે કીન રખવાળ,
જીનકા કીન્હા સકલ ચૌધારા,
બાંધો ખરા ખોટા ચોખંડા કે ધારા,
ઠગન ઠગ બટવાર બાંધો, ચોર ચુડેલ કે લાઇ બાંધો,
દુતીકે બોલ બાંધો, ખૂનીકે ખૂન બાંધો,
ગુલામકે અભ્યારા બાંધો, સેરકે દ્વાર બાંધો,
તલવાર કે ધાર બાંધો, મોર સિંહ કે કહાન બાંધો,
જમ ઘરકે દ્વાર બાંધો, દુહાઈ સત્ય કબીરકી. (૫)
આવતી પીડા બાંધો, વિષકે વીરા બાંધો, કમાનકે તીર બાંધો
તોપકે ગોળા બાંધો, કુહકા નાગ બાંધો,
અષ્ટકુલીના નાગ બાંધો, બરીયાળી વીર બાંધો,
અપની કાયાકે મેદની બાંધો, અનગીનતી વીષહર બાંધો,
ટોનાટમાની બાંધો, અસ્ત પીર ભેરો બાંધો,
પાંચો પીર બાંધો, રાહુકે મુખ બાંધો,
ડાઈનકે મુખ આન બાંધો, ઓઝાકે મુખ બાંધો,

સભા અંતકાલન બાંધો, દેશ પતિયા રાન બાંધો,
માયા કે ફંદ બાંધો, સો સત્યગુરૂ શબ્દ પરમાણુ,
ગુરૂ કબીર સીરપે ખડે, સબ જીવનકે સરદાર,
અજર નામકે ચોકી અમર પુરૂષ અસ્થાન,
મત ચલે કબીરકી, નિર્ભય ભયા શરીર. (૬)
કીન ભેજ્યા જંજીરા,કીન ભેજ્યા પાખર સત્યગુરૂ ભેજ્યા જંજીરા
ગુરૂ ભેજ્યા પાખર કાયકે જંજીરા કાયકો પાખર.
લોહેકા જંજીરા વજરકા પાખર, આકાશ ભેજુ આકાશ બાંધુ
પાતાળ ભેજુ તો પાતાળ બાંધુ.
નવસો ડાકણી ડાંકણીકે મુખ બાંધો, દુહાઇ સત્ય કબીરકી (૭)
નવસોં આવે નવસો જાય, નવસો કુત્તા ગુસે રહાય,
બૈઠક બાંધુ વેગી બોલાય, સત્ય સુકિતકી ફીરે દુહાઈ,
દૂત ભૂત સબ ચલે પરાઈ, દુહાઇ સત્ય કબીરકી. (૮)
અગર ધુમવાસ બાલા પીર અંકુરા સત્ય શબ્દકે ઘોટા,
જ્ઞાન કે ઘર કર્મકે ખોટા, પીયે સામ્રથકે ઘોટા,
શરીર પર દશ કબીરકો તરાશ, જીન તોડે જમકે દ્વારા,
દુહાઇ સત્ય કબીરકી (૯)
જહાં રચો તહાં રજ હોયરે, બાવન પહરૂ કબીર,
કુદરત કમાલ દુર્મત ભર્મ તાકો કરે પયમાલ;
જેતા ગુરુ સંસારમેં સબ ધરી ખાયે કાલ
સાચા શબ્દ કબીરકે, જીન કાટે જમકે જાલ;
ચીત ચોખા મન ઉજળા, અંતર જાકો ભાવ.
સો સજજન હિરદે વશે નહી ન રંગ ચઢાવ
કહેત કબીર મન મનાહી મીલા તુમ ચલી આવો

કે હમહી બોલાવો. દુહાઇ સત્ય કબીરકી (૧૦)
બાજા બાજ સામ્રથકે રાજ, બેઠ સત્ય ગુરુ કરે અવાજ,
બાજાનાદ ભયા પ્રતિત સત્યગુરુ આયે કાળસે જીત,
ભાગરે ભાગ સબહી મીલા ભાગ આપે કૌલકરાય
ખસમ કબીર ખસમ કબીરકે શબ્દ છુરી,
વૈર્યકે કાટે જમકે જીુરી. સત્ય કબીરકી દુહાઈ. (૧૧)
સત્યનામ બંદી છોડ કે દુહાઈ, કાળ કષ્ટ દુખ દુરી પરાઈ,
દુહાઈ જલરંગ સાહેબકી (૧૨)
આદિ પુરુષ અબી અંતર, પાપે સીરજયા સંસાર,
બેઠ દુનિયા સંસાર, નર બાંધો નારાયણ બાંધો,
એેસી કોસ કે દેવીયા આછપા બાંધો, ચૌરાસીસો ભેરવ બાંધો,
અઠાશીસો કાલીકા બાંધો, નવનાથ સિદ્ધા બાંધો,
ચાર કોસ ઉત્તર બાંધો, ચાર કોસ દક્ષિણ બાંધો,
ચાર કોસ પુર્વ બાંધો, ચાર કોસ પશ્ચિમ બાંધો,
ચારો ચારો દ્રિગ બાંધો, મન બાંધો વન બાંધો,
દુહાઈ સત્ય કબીરકી ( ૧૩ )
નાસ સુલતાન રસી ઘોડા બાંધો, તાહી ચઢી પીર બીજોરા આયે
કામરૂકો જાયે, અનહટાયે, તરકસ ઉનટાયે દિન્હા,
મીરા સઇયદ એો. મહમદ કબીરકી દુહાઇ. (૧૪)
ચારે દેવ ઉત્તર બાંધો, ચારદેવ પુર્વ બાંધો,
દુહાઇ સત્ય કબીરકી, (૧૫)
કાયાકે કામની બાંધો, મીરા સઇયદએો મહમદ કબીરકી દુહાઇ
કલહવા બનકી દુહાઈ (૧૬)
સત કબીરકી શબ્દ બીરહુલી, આદિ અંત નહિ હોય બિરહુલી

બિરહુલી તબ નહિં સંસાર બિરહુલી
ધરતી આકાશ ભાણુ શશી નાહી બિરહુલી,
તાદિન કહાં વીરકે ઔર બિરહુલી,
સવાલાખ પરવત અવતાર બિરહુલી,
કોટ કોટ વિષ બોય શંકર બિરહુલી,
પારવતી ડાલતી પાણી બિરહુલી,
સબ વિષ માટી હોય જાય બિરહુલી,
ભાગ ભાગ દુત ભૂત વિષ પરિગો શબ્દ દુહાઇ બિરહુલી
આફુહા હરતાલ બિરહુલી, માહુર ખટા કરિહાર બિરહુલી,
આદિ અંત શબ્દ નિરંતર બિરહુલી,
ભાગુ વિષપૈ ગુપતાલ બિરહુલી, બંદકંદ વિષ વિકલી બિરહુલી
પોસ્તા ધંતુરા ભાંગ બિરહુલી, ગુરુ કે વચન
ધણી કે નામ બિરહુલી, વિષ–ન–સમાય અંગસો બિરહુલી
સ્વર્ગ પાતાળ જાદિન કાહુ નાહિ, બિરહુલી,
તાદિનકો યહ ભુવંગ બિરહુલી,
દૂતભૂત જમ ભાગ બિરહુલી, આરે ભુવંગ તેકા કિયેહુ બિરહુલી
દુહાઇ સત કબીરકી. (૧૭)
તેજાય કરીઆહુ બિરહુલી, તાકી વચન આદિ કષ્ટકો
ઉતપ્તિ બિરહુલી, પાણી બસો સાંપનકો અંગ બિરહુલી,
સબવિષ માટી હોય જાય બિરહુલી,
આરે વાસુકી નાગ તે ઉતપ્તિ બિરહુલી,
સાલીવાહનકી સંકાચલે બિરહુલી, ન ડંકે વિષ સમાય બિરહુલી
કાલ ડંકે એહ જીવ બિરહુલિ, ન ડંકે વિષ સમાય બિરહુલિ
તનમનસે દુરી જાય બિરહુલી,વિષ છાંડે સસ પાતાલ બિરહુલી(૧૮)

જીન સાહેબકો આદિ અંત નહોત બિરહુલી,
નહિ જડ પલ્લવ પેડ બિરહુલી, નિસ્વાસર નહિ હોત બિરહુલી
પવન પાણી નહિં મુખ બિરહુલી,
બ્રહ્માદિક સનકાદિ બિરહુલી, કથી ગયે-યોગ અપાર બિરહુલી,
માસ અસાડે શીતળ બિરહુલી,
બોયત સાતો બીજ બિરહુલી, (૧૯)
સાતો દિન સાતવાર બિરહુલી, સોમવાર મંગળ બુધ બિરહુલી,
બીફે સુકર શનીશ્વર બિરહુલી,
સતાહુલ જન્મ અંતર બિરહુલી, ફગ એક ડાળ બિરહુલી,
કહત કબીર સચપાયહુ બિરહુલી,
જો ફળ ચાખહુ મોર બિરહુલી, ઉચા ચઢી હંસા સર બિરહુલી
સો પ્રગટ સંસાર બિરહુલી,
હારે જમદૂત સબ ભાગ બિરહુલી,
ગારૂડ પહોચે ખસમ કબીર બિરહુલી (૨૦)
સાહેબ કબીર સમજ લગાઇ, તીન લોકમાં ફિરી દુહાઈ,
મેં કબીર દેવસો મણિકો રૂહરાય, મારો મુક્તા કરો નવખંડા,
તોહી બાંધો, તોરા ગુરૂકો બાંધો, આદિ કામનિ બાંધો,
આદિ કાળિકા બાંધો, પેઠ પાતાળ રાજા વાસુકિ બાંધો,
મટી કૈલાશકો બાંધો, અઠાઇશ કોટ ભૂતનકો બાંધો,
સબ સુતનકે જે સૂત બાંધો, પેસા બાંધો પેસાવવા બાંધો,
હનુમાન બળધારી બાંધો (૨૧)
લગા બાંધો લગાયા બાંધો, ટોના બાંધો ટામર બાંધો,
દ્રષ્ટિ બાંધો મૂઠ બાંધો, શરદી બાંધો ગરમી બાંધો,
જીરી બાંધો રાજા બાંધો, ખરા બાંધો ખરા બાંધો,
અપને દેહિકે વેદ બાંધો, સાહેબ કબીરકો ચૈની છુરી,

દૂતભૂત કે કાટે જુરી. દુહાઇ કબીર સાહેબકી.
દુહાઇ ધર્મદાસકી, કહે કબીર સુનો ધર્મદાસ,
આપે શબ્દ કરો પ્રકાશ. (૨૨)
સોવનકે ધરતી, ઓઢનકે આકાશ,
પિણ્ડ પ્રાણ ગયે સત્યગુરુ પાસ,
હંસા છોડાય કાલસો લિન્હા. (૨૩)
હંસા મિલે નામકે દોરી. ટુટે ઘાટ અઠાસી કરોરી.
ઓ આમે ગુપ્ત તરંગને મારી,
ઓ હે ધુરવાણી કોઇ ન જાણી જમકે મુહમે થુક (૨૪)
મહા બાંધો મહાજાળ બાંધો, ભાના બાંધો તાવર તૈઆ બાંધો,
સવાલાખ અહેરીઆ બાંધો, સતકમીરકે ફિરે દુહાઈ. (૨૫)
જંત્ર મંત્ર સબ ઝારી બાંધો, ઓ નાહર બાંધો,
ચોરાસી દિપ બાંધો, જમુ મંત્ર બાંધો,
શબ્દ કે દોરી બાંધો, દાઈ ન લક્ષ કરોરી બાંધો,
વિર બૈતાલ સબ ભાગે કંપે કાલ સુરતા તહાં જાગે
સતનામકે ફિરે દુહાઈ, દૂતભૂત તાકે ઘર નહિ જાઈ,
કહેત કબીર સુનો ધર્મદાસ કરે જંજીરા મંત્ર કરો પ્રકાશ.
સકલ વિકાર ભાગે, નિશ્ચય વચન હમાર,
દુહાઇ વંસ બ્યાલીસકી, દુહાઇ ચાર ગુરુકો,
દુહાઈ બાલાપીર સાહેબકો, દુહાઈ સબ સાધનકો,
દુહાઈ સત્ય નામકો, (૨૬)
પંથ ચલે તો શીર પર સાહેબ રાખીકે ચલીએ આજ્ઞામાંહિં;
આગે સાહેબ હાક દેત હે, તિનલોક ડરનાહિ.
દુહાઇ સંતગુરૂકી (૨૭)

કાગાકા ગાવે કાગ, કુકુર ઔર મનીઆર નાગ
નાહર દૂતભૂત સામે બટવાર, સબકો બોધ કબીર સાહેબ,
આનઘાટ ઘાટ લેડાર, ઘાટઘાટમેં સાહેબ ખસમ કબીર આશ,
મત ચલે કબીરકે કોઇ ન હોત વિનાશ. (૨૮)
અગ્નિ બુજાવેકો યાગાઉદી દૈ ચાતુર દીસીપીઠી
તુ જલરંગી જલહિગો સંગી, તુતો કરો અગ્નિકો ભંગી,
શબ્દ મેઘુ હે નામ તુમહારા દયાસિંધુ મસહાપીરા,
સત કબીરકે સુમરો ભાઇ, તબહિ અગ્નિ શાંત હો જાઇ (૨૯)
જલ બાંધો જલાઇ બાંધો હનુમંત બાંધો બલધારી,
આકાશ બાંધો નારાયણ બાંધો, જબકે ખોપરીઆ બાંધો,
વજરી પહાડી બાંધો, કાલીભેરવ વાનર બાંધો,
મટીઆ મસાણ બાંધો, દ્રષ્ટિ બાંધો મુઠ બાંધો,
બાના બાંધો ટોના બાંધો, ટોના ટામર બાંધો,
ઇચીન બાંધો કીચીન બાંધો, દેવદૈત ગણો બાંધો,
ફૂતો ભૂતો બાંધો, દુહાઇ સત્ય કબીરકી. (૩૦)
મરીમગી સરીસરી ગળીગળી કટીકટી ગીરીગીરી પરે,
સત્યગુરૂ કે વચન ટરે તો કુંભી નર્કમે પરે,
મોરે કહે દુરી કરે તો સત્ય કબીરકે પાયે-ન-પરે. (૩૧)
શબ્દ મોર ફિરે સંસારા, ધર્મરાય મખી કર ડાગ,
ભાગે બ્રમ ખીલે પતાળ, ભાગે રાવણકે હંકાર, (૩૨)
ભાગે ડાંકણી છોડ ચીકાર, બહુતેરી ભાગે મટી મસાણ,
કહતે કબીર શબ્દ માન મેરા,
ના-માને તો જાઇ માર ભસ્મ કરીડાર,
કહે કબીર સુનો ધર્મદાસ, જંજીરા શબ્દ કરો પ્રકાશ. (૩૩)

લોહકી કોટ તામે કીંવારી, સાહેબ કબીરકી હૈ રખવારી,
ચોર આવે અંધા હો જાઇ, દૂત સૈતાન દરવાજેસે ફિર જાઇ,
સત સાહેબ કબીરકી દુહાઇ. (૩૪)
સત સાહેબ કબીર સુકી નદી બહાવે નીર,
ભુખેકો ખીલાવે ખીર, નંગેકો પહેરાવે ચીર,
બોલો સાધુ સત્યકબીર, સાધુ સાધુ મુખસે કહે,
પાપ ભસ્મ હો જાય; આપ કબીર ગુરુ કહત હૈ,
સાધુ સદા સહાય સાધુ સ્વરૂપી ગુરુ હે, ગુરુ સ્વરૂપી આપ;
મનસા વાચા કર્મના; કહે કબીર અસ્થાપ. (૩૫)
અર્ધ દુલેચા તંબુ અસ્થાન, પિણ્ડપ્રાણ ગયે સદ્દગુરુ પાસ (૩૬)
અમર પિછોડા તાનકે સુખ મંદિરમાં સોય.
કબીર ઐસે ગુરુ પાયકે કયા મુક્તિકો રોય. (૩૭)
સાહેબ કબીર કસે આકાશ. આવે ભૂત બાંધ લે જાઈ,
ભાગ ભાગરે જમદૂત ભૂત જહાં લે-પછરી હમારી દીઠ (૩૮)
તહાં ન લાગે દૂતભૂત, સાહેબ કબીર
હાથે બાંધકે કુટે જમકે પીઠ, ઉલટી આવે પલટી જાય,
તીન લોકમેં લખા લખાય. (૩૯)
સાહસુલતાન અહમદ કબીર, દિષ્ટિ મુઠ લાગે નહી સતગુરૂ
સતકબીર, નામપાન કબીરકે મનસા બાટ ચલીવે,
કર્મ ભર્મ લાગે નહીં, સત્ય લોકકે જાઇ,
નામજીના સુરત સોહંગ ચલો હમારે સંત સુરત ખટોલા,
શબ્દ શરીર આગે ખડે સત્ય કબીર. (૪૦)
નજર દિઠ પર કાલ હે, સુરત દિઠ પ્રતિપાળ,
સાત દિપ નવ ખંડ હે, આઠ પહોર ખુશિહાલ,
કહે કબીર સુનો ધર્મદાસ, જંજીરા શબ્દ કરો પ્રકાશ. (૪૧)

અજર મેલક નિર્મલ સુખાઇ, અમર સોહંગમ સુરતી સોહાઇ,
મુક્તી ભેદ પરચે લૌલીના, સુમિરિન કરત કાળ હોય દિના,
પાંચો સરણ સ્નેહ વિચારી, જુગ બાંધ જુગ હંસ ઉબારી,
હય પાંચોમેં નામ હમારી, સંકટ પરત ઉબારી (૪૨)
પારખ ભેદ કહું ટકસારા, સુમિરણ કરતકાળ-હોય ન્યારા,
જોહન મોહન છત્રપતિ શેશ નમાવે આન,
રારા કાગાવિષવો કરે કુકુરઓ મનિઆર,
નાગ નાહુરી દુત ભૂત સબે બટવારી,
ચોર ચાહરો ઘાટે ઘાટે વાટે વાટે સભે બાંધ કબીરઘાટ વેસાવે,
મોહે ખસમ કબીર કાયા સમેત ચલે કબીર.
કબહી-ન હોત વિનાશ. (૪૩)
વજ્ર યોગી વજ્ર કિમાડ. વજ્રહિ બાંધે દશોદ્વાર,
છીટા છાટી બાંધો, આદાશિ ( અધકપાળી ) બાંધો,
ચારો દેવકેવેદ બાંધો, કોટકોટવાય બાંધો,
એક હતરા ( એકોતરીઆ તાવ ) બાંધો
દોહતરા (દોહતરા) બાંધો (તેહતરા) બાંધો. (૪૪)
આકાશે બ્રહ્મા આકાશે બાંધો, પેઠ પાતાળ શેશનાગકે બાંધો,
ઉત્તર બાંધો, દક્ષિણ બાંધો, પુર્વ બાંધો પશ્ચિમ બાંધો,
ઉત્તર બાંધો આદીકુમારી, એસા શબ્દ વિચાર,
ગુરુ કહે રોમ રોમ વિષ ઉતરે,
કાયા કંચન અગર શરીર, હાક પાડો સત્ય નામકે,
દયાભઈ કબીરકી (૪૫)
મોહની સોહની પાંચો બ્હેની, એ પાંચો કે નામ પહેલે
મોહે આશાવાશા, ફીરલે મોહો બારા વિરા,
ઠાકોર મોહો ઠકરાયણી મોહો, કાયત બ્રાહ્મણ વાણીઆ

તિન લોક ઉચ્ચાટન મોહો, સાહેબ કબીર સુખ જાણીઆ,
શીરપર સત્ય કબીર બીરાજે (૪૬)
વિધી પ્રતાપે કષ્ટ સબી નાશ હોય,
દુહાઈ સત્ય કબીરકી દુહાઈ પુરુષ કબીરકી,
દુહાઇ ધણી ધર્મદાસકી. (૪૭)
જંજીરા મોહની મોહના મોહની શબ્દ લે કરો સીંગાર,
ધર્મરાયકે સોહકે મોહે સકલ પરિવાર,
અતો મોહ નીરાકાર, વર્ષા દેવલોક જહાં અગ્નિ બુજાવન જાઇ,
રાજા મોહો પ્રજા મોહો, પલંગ બહેઠકે રાણી મોહો
બાટીક મોહો, કાજી મોહો, મુલ્લા મોહો મુસ્તક બહેઠે,
સભા મોહો કોટ મોહો, કોઠા મોહો મોલવી લીખે તાકે મોહો,
નવનાથ ચોરાશી સિદ્ધા મોહો. જતિ મોહો એકલાખ
એસી હજાર પેગમ્બર મોહો, તેત્રીશકોટ દેવતા મોહો,
ધરતી મોહો આકાશ મોહો, પવનપાણી મોહો,
જરહી મોહો જગલ મોહો સંજયા કે સકલ કલા મોહો
મેરી ભક્તિ ગુરુકી સક્તિ પુરો મંત્ર મોહની,
સત્યમોહો બોનિ પરી સત્યનામકી દોરી, કલરૂરી બીલાય,
કહે કબીર ધર્મદાસસે સત્ય નામ તતસાર,
ઓરનકાઓ દેખીયા તુમ સત્યનામ પ્રમાણ.
કહે કબીર ધર્મદાસકો સત્ય કરો પ્રકાશ (૪૮)
દરિયા વટવન ચોલાહે આત,
સુનુચોલાહે દેખેગા સિદ્ધાસિદ્ધકા જમાત,
હકલા લેલા જામ મમદ રશુલ એ અત્રદાન મતુરૂજાઅલી
મદિન શાહઅલી દરગજાુકેકા મુદ્રા જાનત સો વખાનત,
ન-જાનત સો કાહ વખાનત. (૪૯)

તાલ વૈતાલ મોહો ઈલમ હૈ લઅત ઇલમ હૈ,
આતકે દિલગાનહે સત્યકબીરકા જ્ઞાન હૈ,
આતખલી ખાનહે, આત બીર્જ માલહે,
મહમદકા મલે અલી દિલ્લીકા ચૌકમપુરક દરીઅમનક પુરકે ચૌક દિલ્લીકા સુજાન,
લેવાલ લેવાલ બાંધ તુરંતા તુરંતહી સીતાવસો,
સવાજવેકા બાંધ, ઉરેવકો ફંદસો બાલ બાંધ,
ફિરતીકો બાંધ બાતેસે અહી અવજાળ બાઢ,
બે ભુજ કોઇ સારે સોત સબસો સાન બાંધ,
ચૌરાસીસે મુદ્રા સભ લેક લામ બાંધ, મુદ્રા હે ચીરં લો,
મનુકા મુદ્રા હે, પાંચ તતુ પાકકા, મુદ્રા હે દયા જદહે,
ત્યાગ દે માસ મુકામકા મુદ્રા હે,
અલીસા મરહી માન દુહાઇ સત્ય કબીરકી. (૫૦)
ખુદાય ઓર નાહર સિંહકો બાંધ,
કયા હરિચંદ્ર ઓર દરબારસિંગકો બાંધ,
કયા ભૈરવ ભગવાન ઠાકુર કુલ દ્વારકા બાંધ,
ભૂત ઓ ચુડેલ ચુહડીકો બાંધ,
મંત્ર બડા મસાણ સબ મંત્રીકો બાંધ,
દેવભૂત જીતોપરીકો બાંધ, મેક મેક રાજ બાંધ,
પકકે પેંચસે જે મંત્ર લાખ પચાસ હજારકા,
જંજીરસે છ લાખ સૈતાનકો બાંધ,
આતશપરી ચહલપરી પુરુષો પરીકો બાંધ,
છોડબાઈ અંબાબાઈ થાનકે મુકામ બાંધ,
ખાંસે બાંધ જમના સુર સરીકો બાંધ,
જરનાસે બાંધ પુરનારે ગાયંત્રી કે બાંધ,

કૃષ્ણા મોહીકો પકડ સગુ માવતી કે બાંધ,
સો પુરહીકા પ્રલય શીતા સતીકો બાંધ,
કયા ભૈરવ ભગવાન ઠાકુર કુલ બાણબાંધે
કયા કલુવા મહમદ વિઘુકકો બાંધ, ડંકસો દાન નજર બાંધ,
સરોજ સવાવરી સવાપહોર બાંધ,
જાલીમ કે ચશમ બાંધ, ચુગલ કે જબાન બાંધ,
નાહર ચલે કે બાંધ, કુક શબ્દ બાંધ,
કેદ હવાઓ મામ સદા કુલ ઢોલકે છત્રીશ રાગકો
છત્રીશ કુરાનકા શેષ નાગ તુમહીકો બાંધ,
હાટસે ઘાટ પરવાન બાંધ, જલયોગિની આકાશયોગિની,
ચીકારો અપાસકી બાંધ, સમન શિતાસતાકી ધ્યાન બાંધ.
હાથીસે બાંધ, હોદ્દે બાંધ, ઘોડેસ્વાર બાંધ દો કમ્મર કાદ.દુર બાંધ,
ગોલાસે બાંધ, દુપક દુનજર કટાર ભાલોકી રંગ
સોટેકા સાટે મતાહાર બાંધ,
બેદસો બાક બની પહોંકે ધાર બાંધ,
કે તે સૌપકો કે તોકી ધ્યાન બાંધ. નદી વરદાન બાંધ,
નળ દરિઆવ કે લહર બાંધ, ટોનેસો બાંધ,
ટોનેસે જાદા હોશિયારક બાંધ,
ત્રાહ ત્રાહ હનુમંત વીરકી (૫૧)
દામલ્લોકે પકડપછાડ, મારમાર ભરવ કે તાનમાર,
કયા મુદ્રા પકડ બંદેકે બંદસે ભગવતી
કયા નાનક બડાઈ મછિંદ્રશ ગોરખમે કયા સક્તિ,
કયા સુરવા ભસંદહ, ભાસેકા સુરપત,
કયા તક્તિ ઓર પછાડ પહિચાણ માર,
રાવણ પકડલાયકે રખતા હે, શિશ દશ કયા,

અર્જુન ઓ ભીંમ પાંડવ કહાંહે. ભૂતપ્રેત મારો ટકર
દ્વાત્રર ભયજાય, જીમી મધ્યે સીઐા સીજર્બલ ગાઓ
જયોકર બાજે ધમકા વો રામ કયા લક્ષ્મણ,
વીસમીલ્લા રહીમાને રહિમ મદીનશાહ અલીકે
ધનુષ્ય ખેંચ બાણ માર, મીરા ઓ સય્યદ ઓ મહમદ
કબીર સાહેબકા જંજીર તાનમારહે.
એહ સાહેબ સર્વકો જો નિશાનમાર.
ઓ સત્યગુરૂકો જ્ઞાન ધરિસો સબ સુન નિસાન માર.
હનુમંત ઓ નાહર સિંહકો પકડ પહિચાણ
ગુરૂજ્ઞાનકે પુતલીસે જાદ્દવ ફેતમામ,
ઉર દીકચી માસાકો કહતા હ
રામ રામ લાલ જીમ લોક જે વસ્તી મોર સિદ્દ કલ્પ કે
જૈ દેવનાથ ખીજમત મને મોદ્દામ

" સાધુ સંતસે વિનંતી મોર,
ટુટયા અક્ષર લીજો જોર "

---

## ( જંજીરાની વિધી )

### ( નિચે પ્રમાણે છે )

ધૂપદિપ કરીને એકાન્ત સ્થાનમાં બેસી છ માસ સુધી પ્રભાતે એક કલાક સદ્દગુરૂ કબીર સાહેબનું નામ (સત્યનામ) તેનું રટન કરે. અને એ બાવન કસનીના જંજીરાનો પાઠ કરે.

તેમને મન શુદ્ધ થઇ સત્ય સિદ્ધિની પ્રાપ્તિ થાય છે. અને ભૂત ડાકણ તાવ સર્પ વિંછુ વગેરેનો ભય પાઠ કરવાથી નષ્ટ થાય છે. અગર મહાનદુ:ખો મુળ સહિત નાશ થાય છે.

બને તો ફક્ત દુધ અગર ફલનો જ આહાર કરવો. અને જો બને તો એકજ ટાઇમ એકજ જાતનું અનાજ અને ભાજી પર પોતાનો નિર્વાહ કરવો એ ઘણુંજ ઉત્તમ છે

સદ્‌ગુરુ કબીર સાહેબ રક્ષણ કરે છે. કારણ કે મહાન પુરૂષો સંતોનું વચન સદાય ઉપયોગી અને સમયપર ઘણુંજ કામ કરવા સામેલ છે સંતોની એ મહાન વચન સિદ્ધિ છે.

## (કલ્પીત ઈશ્વર અને દુઃખનું કારણ?)

જગતમાં ઇશ્વરની ઉત્તપિ ક્યાંથી થઇ ? તે વિશે સમજવું ઘણુજ ઉપયોગિ છે

કેટલા અજ્ઞાની મનુષ્યો કહે છે કે; ઈશ્વરે જગત બનાવ્યું છે. અને જગતમાં જે જે વસ્તુઓ બનાવી છે, તે તમામ વાપરવાને (ભોગવવાને) માટેજ બનાવી છે, અને જે તેનો ભોગ નથી કરતા તેઓ ઈશ્વરથી વિરૂદ્ધ છે તેથી તેમનો મોક્ષ કદી પણ થતો નથી અને તેમના ઉપર ઈશ્વરની કૃપા દૃષ્ટિ ક્યાંથી હોય ? આવી હકીકત સમજાવવાવાળા ઘણા જ મતલબી મનુષ્યો હળાહળ અજ્ઞાનતા ભરેલા હોય છે. પરંતુ વૃક્ષ જ નથી તો તેનાં ડાળાં કે ફળ ક્યાંથી હોય ઇશ્વર જ નથી તો તેમનો ડર પણ ક્યાંથી હોય ?

કહ્યું છે કે ( આત્મા સોઈ પરમાત્મા )

(સાખી)—નિર્વીકાર નિર્ભય તુહી, ઔર સકલ ભ્રયમાંહી;
સબપર તેરી સાહબી, તુમપર સાહેબ નાહી.

(ભાવાર્થ):—આવી હકીકત એ પારખજ્ઞાન વડે સમજવું અને વર્તવું ઘણુંજ ઉપયોગી છે. સદગુરૂ કબીર સાહેબ

જગતના જીવોને કહે છે કે હે-ચૈતન્યો ! તમો વિના વિકારના છો. નિર્ભય છો. તુહી નામ માલીક પણ તમેજ છો ? અને ભય નામ મહાન દુઃખ તો સકલ માયાવી સંસાર વહેવારમાં જ છે.

કારણ કે જયાં વહેવાર ત્યાં-માયાવી દુઃખ જરૂર હશે સદગુરૂ કબીર સાહેબજીએ કહ્યું છે કે ?

તનધર સુખીઆ કોઇ ન દેખ્યા,
જો દેખ્યા સો દુખીઆહો,
કહે કબીર સોજન સુખીઆ
જેને મનકો જીત્યા હો.

(ભાવાર્થ)—માટે જ્યાં દેખો ત્યાં દુઃખજ ભરેલું છે. અનેકો પંથોવાળા એ અનેકો ઇશ્વર ઠહેરાવીને ભુલેલા જીવોને મહાન ભય ચક્કરમાં અનુમાન કલ્પિત ઈશ્વર મનાવી દુ.ખી કર્યા તેવા દુઃખનો નાશ કરવા સદગુરૂ કબીર સાહેબે ચૈતન્ય સદગુરૂના ઉપર કોઇપણ સાહેબ બીજો ન્યારો આકાશમાં નથી. ("તુમ પર સાહેબ નાહિં") એટલે તારા ઉપર બીજો માલીક નથી વિચાર કરીને પારખજ્ઞાન વડે તપાસ કરો-જગત કયાંથી થયુ ? તમે પોતેજ જગત બનાવો છો. જગતના કારણરૂપ તમો પોતેજ છો કર્મોથી તમો જે-જે વાસનાઓ કરો છો તેવીજ દેહ પેદા થાય છે.

( તમો જગત કોણ વસ્તુને કહો છો ! )

પૃથ્વીને કે ! પાણીને કે ! આકાશને કે ! વાયુને કે, અગ્નિને કે ! પરંતુ એ પાંચે તત્વ તો નિત્ય અને અસલ

(અનાદિ છે.) ત્યારે જગત પેદા થાય તેમ મનાય નહિં. અને તમો આ દેહાદિને જગત કહો છો ત્યારે દેહ તો તમે પોતેજ બનાવો છો તમારી કલ્પના (વાસના કર્મોના) આધારથી જીવ વડેજ પેદા થાય છે, ત્યારે તમોજ જગત કર્તા ઠહેરો છો. તો ઇશ્વર છે [ખુદા છે] એ તો કલ્પના તમો પોતેજ કરો છો યોગ વશિષ્ટ ગ્રંથમાં શ્રી રામચંદ્રજીને સદબોધ આપતાં વશિષ્ટ ગુરૂએ કહ્યું છે કે હે રામજી ! દેવ કુછ વસ્તુ નહિ હૈ (દેવ કોઇ નહી હે) તેરા પુરૂષાર્થ સોઇ દેવ હે—જો દેવ કલ્પતા હે સો મુર્ખ હ. ગર્ધવ હૈ. ગ્રંથયોગ વશિષ્ટ ગુજરાતી ભાષામાં)-આ સંસ્થામાંથી તમો મંગાવશો તેની કીંમત ફક્ત ચારજ આના મોકલવાથી યોગવશિષ્ટ ગ્રંથ મળી શકશે.

## ( મનુષ્યના લક્ષણો )

દયા, ક્ષમા, સત્ય, ધિર્ય, વિચાર, એ પાંચો લક્ષણ મનુષ્યના છે

" માનુશ માનુશ સબહી કહાવે,
માનુષ્ય બુદ્ધિ કોઇ વિરલા પાવે. "

તમામ મનુષ્યો કાંઈ મનુષ્ય પણામાં રહેતા નથી. કારણ કે જેનામાં દયા ક્ષમા ધિરજ વિચાર સત્ય એવા જયારે ગુણ લક્ષણો આવે તેને જ મનુષ્ય કહીએ બીજા તો બાકીના તમામ પશુવત સમજવા.

## ( પંથોની માનંદિ અને મેળાવડો )

જગતમાં નાના પ્રકારના મત મતાંતર ચાલી રહ્યા છે.

એક વખત મોટો મેળાવડો ભરાયો ત્યાં સૌ કોઇ પંથોવાળા ત્યાં પોતપોતાનો સિદ્ધાંત દ્રઢાવા માટે ભાષણાદિ કરી નક્કી (નિર્ણય) ઠહેરાવવા લાગ્યા.

—બ્રહ્મવાદી કહે છે કે બ્રહ્મથી એ સર્વ જગત્‌ની રચના થઇ છે.

—ઇશ્વરવાદી કહે છે કે ઈશ્વરના વડે જ એ જગત્‌ની સર્વ રચના થઇ છે.

—કર્મવાદી કહે છે કે એ સર્વ કર્મવડે જ જગત્‌ની રચના થઈ છે અને થાય છે.

—જીવવાદી કહે છે કે એ સર્વ રચના પણ જીવ વડે જ થાય છે.

આમ સૌ સૌના મત મતાંતરમાં એક એકની પક્ષતા જણાવવા લાગ્યા. પછી ત્યાં પારખ પ્રકાશ જ્ઞાનવાળા સંતે સર્વેને એકતા માટે અને સર્વેને સત્ય ન્યાયરૂપ નિપેક્ષ પ્રશ્ન કર્યો તે સાંભળો ?

(ચોપાઇ) બ્રહ્મ બડાકે જહાંસે આયા;
વેદ બડાકી જીન ઉપજાયા
મન બડાકી જીન મનમાના;
રામ બડાકી રામહી જાના
ભ્રમી ભ્રમી જીયરાફિરે ઉદાશ;
તિર્થ બડાકી તીર્થ કે દાશ

(ભાવાર્થ)—હે ભાઇઓ ? બ્રહ્મ મોટો કે બ્રહ્મનો બનાવનાર ? વેદ મોટો કે વેદનો બનાવનાર ? મન મોટુ કે જેને માન્યતાથી મન 'બન્યું' ?

રામ મોટા કે જેણે રામની શોધન કરી જાણ્યા ?
તિર્થ મોટુ કે તિર્થ જેના વડે ઉત્પન્ન થયું.

જ્યાં જ્યાં સંત પુરૂષો નિવાસ કરી ગયા તેનું નામ તિર્થ ભૂમિ નામ પડ્યુ. તો તિર્થના રહેવાવાળા જે સંતપુરૂષો મોટા કે તિર્થ મોટુ ? તેનો વિચાર કર્યા વગર જગત્‌ના જીવો ભ્રમમાં પડીને એ ભ્રમમાં પારખ જ્ઞાન પ્રકાશ વગર માર્યા ગયા

—ઉપરના પ્રશ્નોનો ઉત્તર સમજીને તમામ મેળાવડામાં આવેલા તમામ પોતાના અંદર જે પક્ષભાવે રહેલા હતા તેને તેમની પક્ષતા દુર કરીને એક ચૈતન્ય વસ્તુ સત્ય અને તેની માનંદિઓ અનેક પ્રકારની જીવને લાગેલ છે, તે માનંદિઓ તમામ મિથ્યા કલ્પનાઓ જીવોને બંધમાન કરનારી છે. ફક્ત ચતન્ય વસ્તુથી એ જગત્ છે ચૈતન્ય વસ્તુ વડેજ વિધમાન છે. તેની પારખ કર્યા વગર સર્વ જીવો ભ્રમ ધોખામાં પડી વારંવાર ચૌરાસો આદિ દુઃખો ભોગવવા લાગ્યો.

પરંતુ કોઇને પ્રકાશ જ્ઞાન પારખ થવાથી તુરત સર્વ દુઃખોનો નાશ થાય છે. જેમ કોટીન કાળનું અંધારૂં રહેલ મુકામ હોય પરંતુ જ્યારે તેમાં બત્તી લઇ જવાથી તુરત તે અંધકારનો નાશ સહેજમાં જ થઇ જાય છે. તેમ અનેક પ્રકારની માનંદિવાળા જીવો પારખનિષ્ટ સંતોને સરણે જાય તો તેની કલ્પનાવાળી તમામ માનંદિનો નાશ થઇ પોતે પારખી થઈ પરમપદને પ્રાપ્ત થાય છે.

———

( ખાસ જરૂરતની બાબત અખંડ વૈરાગ્ય )

સ્વદેશી ચૈતન્ય ધર્મ પત્રિકામાં એક એવો લેખ આપ્યો હતો કે મ્હારી છેલ્લામાં છેલ્લી રામત છે. તે વિષે આપ સૌ ભાવીક ભક્તજનો સમજી શકયા હશો ? કારણ કે ગુરુગમની હકીકત એ છે કે છેલ્લામાં છેલ્લી રામત એટલે વારમ્વાર આ ભવ ચક્કરમાં આવવું તે મહાન દુઃખરૂપજ છે, પરંતુ મને સાચા સદ્ગુરુ શ્રીપારખનિષ્ઠ સંતોની પુર્ણ કૃપા અને દયા દૃષ્ટિવડે પારખજ્ઞાનનો પ્રકાશ થવાથી આત્મવેતા પુરુષોની સંગત કરીને કૃતાર્થ થયો છું, જેથી મને સંસારમાંથી કંઈ પણ વસ્તુ પ્રિય નથી, ફક્ત જ્ઞાનમય થઈ જે-જે મહાન પુરુષો આગળ થઇ ગયા છે. અસલપદને પહોંચ્યા છે અસલપદ તે ચૈતન્યપણામાં સ્વસ્વરૂપ નિજપદ પોતાની પારખ સ્થિતી મળી તેજ પુરુષો નિર્વાણપદને પહોંચ્યા છે એવા પ્રતાપી પુરુષોને ધન્યવાદ આપવા માટે કોઇપણ પાછી પાની કરવી નહિં, કારણ કે તે પુરુષો આપણા કલ્યાણાર્થે મહાન જબર જસ્ત સંકોરૂપી પુસ્તકો રચી ગયા છે. તેવા પારખપ્રકાશ જ્ઞાનના પુસ્તકોને વાંચી વિચારી આપ સર્વની કૃપાવડે-આ દાસ એક લઘુતાથી આપના ( સંતોના ) ચરણ કમળની સેવાના પ્રભાવથી આપના પુણ્ય પ્રકાશથી આ દાસ સત્ય પ્રકાશમાં લીન થઈ પોતાના વિશે વાસનાનો ત્યાગ કરી નિર્વાસનામાં દાખલ થઇ જવા પામ્યો છું એ સર્વ સદ્ગુરુ સંતોની પૂર્ણકૃપા વડેજ

સર્વ સજજન ભાવિક ભક્તોને સુચના આપવામાં આવે છે કે આ દાસ કંઈ વખત અદૃષ્ટ થઇ જવાનો છે. માટે આપ સર્વને ચેતાવવા ખાસ જરૂર બાબત આ લેખ છપાવી પ્રકટ કરવામાં આવેલ છે. સદ્ગુરુ દેવકો સરણમઃ “સત્યનામ.”

[ ગ્રંથ-સમાપ્ત ]

# યોગવાસિષ્ઠ અને
# જ્ઞાનરત્ન બીજકસાર

## ફક્ત ટુંકસાર સિદ્ધાન્ત

પુસ્તક ૩૧-૩૬-૩૭-૩૯ મું


છપાવી પ્રસિદ્ધ કરનાર

**સત્ય કબીર અમરધામ સસ્તુસાહિત્ય**
**મહંત શ્રીમયાદાસજી ગુરુશ્રી માનદાસજી સાહેબ**

અમદાવાદ સાંકડીશેરી

સત્યકબીર અમરધામ મંદિર

મુદ્રણસ્થાન : આદિત્ય મુદ્રણાલય • રાયખડ • અમદાવાદ

મુદ્રક : મણીલાલ પુ. મીસ્ત્રી, બી એ.

પ્રત ૨૦૦૦ સં ૧૯૯૫ સને ૧૯૩૯

કીમ્મત રૂ. ૦-૪-૦

# ગ્રંથસાર ભૂમિકા

જીજ્ઞાસુ ભાઈઓ ? આ ગ્રંથ અસલ સંસ્કૃતમાં હતો અને તે હિંદીમાં થયો પછી તે હિંદી પરથી આ ગ્રંથ ગુજરાતીમાં કરીને તેનો તત્વસાર લઈ આમાં ટુંકસાર સિદ્ધાન્ત લઇ છપાવી જન સેવામાં અર્પણ કરૂં છું કારણ કે શ્રીરામચંદ્રજીને કેવી રીતે વૈરાગ્ય થયો અને ગુરુ વસિષ્ટજીએ તેમને સત્ય બોધ આપી અસલ સ્વસ્વરૂપ આત્મસ્થિતિ (પારખ પ્રકાશ) થવાના હેતુથી પરમપદ પામવા આ પુસ્તક સર્વને માટે કલ્યાણકારક છે. કારણકે અનુમાન રહિત અને નિર્પક્ષ જ્ઞાનનો જ પ્રચાર આમાં આવેલ છે. જેથી સર્વ વાંચન વર્ગ માન્યકર છે, એવી આશા છે. આમાં શ્રેષ્ટ વિદ્યાઓની વિદ્યા અને મહાનપુરુષો જે શ્રીમુનિશ્વરો આગળ થઇ ગયેલા તેમના વચનો તથા નામ મહિમા પણ આપણ સાંભળી એ અને એવા પરમપૂજ્ય શ્રીમહામુનિઓના વચનો આપણા હૃદયમાં પ્રસરવાથી આપણું હૃદય કોમળ થાય અને મલીનતાની જડ નિકળી જાય. સરળભાષા સૌ કોઇને સમજાય તેવા વચનોથી ટુંકાણમાં જ ફક્તસાર સિદ્ધાન્ત જ લઇ છપાવી પ્રગટ કરવામાં આવેલ છે. આ ગ્રંથ યોગ વસિષ્ટ નામનો અને શ્રીગુરૂ સાહેબજીએ અમુલ્ય ગ્રંથ શરૂઆતમાં આપ્યો હતો તેથી અને તે ગ્રંથથી સદ્‌ગુરુના પ્રતાપથી વૈરાગ્ય અને મુમુક્ષ પ્રકરણ વાંચીને વૈરાગ્ય પર ભાવના થઇ હતી. આપ સર્વને વૈરાગ્ય ભાવના થવા અને પરમમોક્ષના માટે જ આ ગ્રંથ વાંચી વિચારી કૃતાર્થ થશો. આમાં સદ્‌ગુરુ શ્રીસત્ય કબીર સાહેબનો બીજક ગ્રંથનો પણ

તત્વસાર સિદ્ધાન્ત આપ સર્વના કલ્યાણાર્થે અસલપદ ચૈતન્યનું સ્વસ્વરૂપ જે નિજપદ પારખવા માટે ઉપયોગી છે. આ નાનકડું પુસ્તક છે, પરંતુ બોધપ્રદ માટે ઘણુંજ ઉત્તમ છે, અને આમાં મોટા ગ્રંથો યોગવસિષ્ટ અને કબીર સાહેબનો વિશ્વકલ્યાણ બીજકગ્રંથનો પણ આમાં સાર સિદ્ધાન્ત તત્ત્વજ્ઞાનપારખ પ્રકાશ માટે શુદ્ધ આત્મિક જ્ઞાનની પ્રાપ્તિ માટે સરખામણી કરવાને ખાતર જ કે કોઇને પણ એવો ભ્રમ રહે નહિં કે કબીર સાહેબે પક્ષ રાખ્યો છે. તદ્દન નિર્પક્ષ વચનોવત આ ગ્રંથ વાંચવા તસ્તી લેશો.

સાખીઃ—પરખાવે પરખે સદા, સંતસંગતકે બીચ;
તાકો હમારી બંદગી, કિંચિત રહે ન કીચ.

પારખ પારખી એક હૈ, ભિન્ન ભેદ કછુ નાહિં;
દેહવિલાસ કરી ભિન્ન હૈ, સો ગુરુ દિયો દર્શાઈ.

બીજક કહિએ સાખ ધન, ધનકે કહે સંદેશ;
આતમ ધન જેહિ ઠૌર હૈ, વચન કબીર ઉપદેશ.
આસ્તિ આત્મારામ હૈ, મન માયા કૃત નાસ્ત;
વાકી પારખ લહે જથા, બીજક ગુરુમુખ આસ્ત.
પારખ વિન પરચૈ નહીં, બિન સત્સંગ ન જ્ઞાન;
દુબિધા તજી નિશ્ચય રહે, સોઈ સંત સુજાન.
જગ વિલાસ હૈ દેહકો, સાધો કરો વિચાર;
સેવા સાધન મન કર્મ તે, યથા ભક્તિ ઉરધાર.
બીજક બતાવે બીતકો, જો બીત ગુપ્તા હોય;
એસે શબ્દ બતાવે જીવકો, બુજે વિરલા કોય.

"શ્રી સત્યનામ, સદ્‌ગુરૂકબીરસાહેબની પુર્ણ કૃપાથી"

# યોગવાસિષ્ટ જ્ઞાનરત્ન ગુજરાતી

ટુંકસાર સિદ્ધાન્ત અને બીજકસાર

## વૈરાગ્ય પ્રકરણ–સર્ગ પહેલો–પ્રારમ્ભ

(મંગળા ચરણ)

શ્રી. સતપ્રકાશ જે આત્મા છે (ચૈતન્ય છે) તેને નમસ્કાર કરૂં છું કારણકે જગતના તમામ પદાર્થો ચૈતન્ય વડે જ છે. જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય, દ્રષ્ટા, દર્શન, દ્રશ્ય, કર્તા, કારણ, અને ક્રિયા એ સર્વે ચૈતન્ય વડેજ સિદ્ધ થાય છે. એવો જે જ્ઞાન સ્વરૂપ ચૈતન્ય તેને હું વારમ્વાર પ્રણામ કરૂં છું.

(કથારંભ) "સુતિક્ષણની શંકા"

શ્રીઅગસ્ત ઋષીજીનો શિષ્ય નામે સુતિક્ષણ હતો તે પોતાના ગુરૂને એક શંકા સંબંધી પ્રશ્ન પૂછવા લાગ્યો.

(સુતિક્ષણ વચન) પ્રશ્ન

હે ભગવાન ! સર્વ શાસ્ત્રોને જાણનાર મારી શંકા એ છે કે મોક્ષનું કારણ કર્મ છે કે ! કે–જ્ઞાન છે ! અથવા બન્ને છે એ મને કહો

(અગસ્તજી વચન) ઉત્તર

મોક્ષ માટે એકલું કર્મ નથી, અને એકલું જ્ઞાન પણ નથી. પરંતુ બેઉ જે કર્મ અને જ્ઞાનના સંયોગથી એટલે કર્મ અને જ્ઞાનસહિતથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. કેમકે કર્મ કરવાથી

મન શુદ્ધ થાય છે. પછી મન શુદ્ધ થવાથી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે પરંતુ જ્ઞાન (પરમજ્ઞાન) હોવું જોઇએ

(તે પર એક પ્રાચીન ઇતિહાસ છે તે સાંભળ)

અગ્નિવેષ મુનીનો પુત્ર નામે કારૂણ્ય નામનો બ્રાહ્મણ હતો, તે એક સમય પોતાના ગુરૂની પાસે જઇને ચાર વેદ અને છ શાસ્ત્ર સહીત સાંગોપાંગ તેનું અધ્યયન કરીને પોતાના ઘેર આવીને કર્મને છોડી દઈ ફક્ત જ્ઞાનની ઉપાસના કરવા લાગ્યો ત્યારે પુત્રનો આવો ભાવ જોઇને તેના પિતા જે અગ્નિ વેષ મુનીએ કહ્યું કે હે પુત્ર! તુ કર્મની પાલણા કેમ કરતો નથી! કારણ કે તેમ એકલા જ્ઞાન વડે તું કેવી રીતે મોક્ષપદ પહોંચીશ!

(કારૂણ્ય વચન) પ્રશ્ન

હે પિતાજી! મને એક સશય ઉત્પન્ન થયો છે વળી હું કર્મોથી તુળ્ણી (દૂર) રહ્યો છું. સંશય એ છે કે વેદમાં એક ઠેકાણે કહ્યું છે કે:—"જ્યાં સુધી જીવતો રહે ત્યાં સુધી કર્મો કરવાં અર્થાત્ જયાં લગે જીવમાં જીવ હોય ત્યાં લગે પોતાનાં અગ્નિ હોત્રાદિ કર્મો કર્યા જ કરવા" પુન તેજ વેદમાં બીજે ઠેકાણે એવું કહ્યું છે કે-ધનવડે પણ મોક્ષ થતું નથી? પુત્ર પુત્રાદિવડે પણ મોક્ષ થતું નથી!" આ પ્રમાણે ભિન્નભિન્ન સિદ્ધાન્તો જોઈ મારા મનને શંકા થઈ કે બન્ને પૈકી કયું વાકય ખરૂ? અને કયા વાકયને અનુસરીને વર્તવું! માટે આપ કૃપા કરીને કહો કે એ બન્નેમાંથી મારે કયું કરવા લાયક છે?

(અગ્નિવેષ મુનિનું વચન) ઉત્તર

હે પુત્ર? મારા મુખથી એક કથા સાંભળ કે પૂર્વે બનેલી છે તે તારા અંતઃકરણ સાથે મનન કર.

સુરૂચિ નામે એક અપ્સરા એક સમય હિમાલય પર્વતના શિખર પર બેઠી હતી. તે વખતે ઇંદ્રનો દૂત આકાશ માર્ગે તેણે આવતો જોયો, જ્યારે તે દૂત તેની નજીક (પાસે) આવ્યો ત્યારે તે અપ્સરા બોલી કે હે દેવદૂત! તું ક્યાંથી આવ્યો? અને ક્યાં જવા ચાહે છે? તે કૃપા કરીને કહો.

(દેવદૂત વચન)

હે સુભદ્રે! જે તેં પુછ્યું તેનો પ્રત્યુત્તર એ છે કે એક વખત અરિષ્ટ નેમી રાજા હતો તેને પોતાના પુત્રને રાજ્ય સોંપી પોતે વૈરાગ્યવંત થઇ સમસ્ત સંસારના વિષયોના અભિલાષો ત્યજી દેઇ ગંધમાદન પર્વતપર જઈ પોતાના આત્માનું કલ્યાણ કરવા તપશ્ચર્યા કરવા બેઠો હતો તેની પાસે હું એક કામ માટે ગયો હતો અને તે કાર્ય કરીને હું ઇંદ્રની પાસે તે હકીકત કહેવા જાઉં છુ.

(અપ્સરા વચન)

હે દેવદૂત! મને એ વૃતાન્ત કહી સંભળાવો! કે તે રાજાએ તમોને શું કહ્યું!

(દેવદૂત વચન)

હે ભદ્રે? જે વૃત્તાંત છે તે વિસ્તાર પૂર્વક સાંભળ. તે અરિષ્ટનેમી રાજાએ ગંધમાદન પર્વતમાં જઇ તપશ્ચર્યા કરતો હતો તેના બળે કરીને દેવતાઓના રાજા ઇંદ્રે કહ્યું કે હે દેવ-દૂત તું ગંધમાદન પર્વત વિષે વિમાનમાં બેસી અપ્સરાઓ, કિન્નર ગંધર્વ, તથા તાલ મૃદંગાદિ અનેક વાજીંત્રો અને નાના પ્રકારની સામગ્રી સાથે લઈ જા! એ ગંધમાદન પર્વત વિવિધ જાતનાં વૃક્ષો અને લતાઓ એ કરીને પરિપૂર્ણ છે. ત્યાં જઇને

હે દેવદૂત! તે રાજાને ખૂશ કરી આનંદ પૂર્વક વિમાનમાં બેસાડી અહિંયા લઇ આવો. આવી રીતે ઇંદ્રે હુકમ કર્યો, તે હુકમને અનુસરી હું ગંધમાદન પર્વત પર ગયો અને રાજાને કહ્યું કે તમારા તપોબળના પ્રભાવથી ઇંદ્રિ રાજાએ મને તમોને તેડવા માટે મોકલ્યો છે. કે દેવલોકમાં આપ પધારી અપૂર્વ સુખોને ભોગવો!

(રાજર્ષિ વચન) પ્રશ્ન

હે દેવદૂત પહેલા તું મને સ્વર્ગનું સુખ અને સર્વ વૃત્તાન્ત કહી સંભળાવો અને સ્વર્ગમધે શું શું ગુણો છે અને શું શું અવગુણો છે તે સમજીને મને જેમ રૂચશે તેમ હું કરીશ.

(દેવદૂત વચન) ઉત્તર

હે રાજર્ષિ! સ્વર્ગમાં મહાન દિવ્ય ભોગ છે! પરંતુ જે મહાપુન્યવાળાં જીવો હોય છે તેઓ તે સ્વર્ગના ઉત્તમ સુખો પામે છે. જે મધ્યમ પુન્યવાળા હોય છે તેઓ સ્વર્ગના મધ્યમ સુખો પામે છે અને કનિષ્ટ પુન્યવાળા હોય છે તે સ્વર્ગના કનિષ્ટ સુખો પામે છે હે રાજર્ષિ! તમોને સ્વર્ગના ગુણો હતા તે કહ્યા હવે તેના સ્વર્ગમાં શું શું દોષો હોય છે, તે સાંભળો! જેઓ સ્વર્ગમાં ઉત્તમ આશને બેઠેલા હોય છે. તેમણે જોઇ નીચે આસનવાળા કહે છે કે એ ક્યારે નીચે ઉત્તરે એવી મનમાં ઉત્કંઠા થઈ પોતાનું તપ ભંગ થઈ એકદમ મૃત્યુલોકમાં ઈર્ષાના દોષથી નીચ યોનિમાં જન્મે છે. અથવા કોઈ પોતાના બરોબર સુખી દેખીને ક્રોધ કરે છે તથા ઉંચે આસન બેઠેલા તો પોતાના મનમાં ઘણાજ ખવી થઈ કહે છે કે હું કેવો સર્વથી ઊંચી પદવીએ બેઠો છું-એવા અંદર અંદર ગર્વ ભરેલા હુંકારાદિ દોષોને

લઈ પોતે નીચે મૃત્ય લોકને પ્રાપ્ત કરે છે. અને ઘણાજ દુઃખોને સહન કરી આયુષ્ય ગુમાવે છે એવા ખોટા દોષોના કારણથી સ્વર્ગવાસીઓને પોતાની અંદર અસલીયાત ચૈતન્ય પદ સ્વસ્વરૂપનું પારખ પ્રકાશજ્ઞાન વગરના જીવો દુઃખી થઈ અંતે મનુષ્યદેહ વૃથા ગુમાવે છે. તેનું કારણ કામક્રોધ મોહલોભમદ એવા મહાન વીકરાળ સત્રુઓના પંજામાં પડી જઇ અસંખ્ય દુઃખોને સહન કરે છે ફક્ત પારખ પ્રકાશવાળાજ બચી સકે છે.

(રાજર્ષિ વચન)

હે દેવદૂત ! એવા સ્વર્ગના સુખ મને પ્રિય નથી પરંતુ મહાન તપશ્ચર્યા (જે–અસલ સ્વસ્વરૂપની પહિચાણ પારખ પ્રકાશ જ્ઞાનને) હું પ્રાપ્ત કરીશ અને અનિત્ય દેહને છોડી દઈશ કારણ કે મને જડ ચૈતન્યની ગ્રંથી પડી ગઇ છે. તે પારખજ્ઞાન વગર છુટવાની નથી. તેથી પારખજ્ઞાન જરુર પ્રાપ્ત કરીશ માટે હવે દેવદૂત ! તમો વૈમાનને જ્યાંથી લાવ્યા હોવ ત્યાં પાછુ લઇ જાવ. મારે તેની કંઇ પણ ઇચ્છા નથી. અને એ સ્વર્ગના સુખોને દૂરથી જ ત્યાગી દઊં છું.

(દેવદૂત વચન)

હે અપ્સરા ? જયારે આ પ્રમાણે રાજર્ષિએ મને કહ્યું ત્યારે હું વિમાનને પાછું લઇ સ્વર્ગમાં ગયો. ત્યારે ઇંદ્ર રાજાએ સર્વ હકીકત મને પૂછી. અને મેં સર્વ હકીકત કહી સંભળાવી. ત્યારે ઇંદ્રરાજાએ અતિ પ્રસન્ન થઇ સુંદર વાણી વડે મને કહ્યું કે –હે દેવદૂત ! ફરીને એ રાજર્ષિ છે ત્યાં જા; કેમકે એ વિરક્ત થયેલ છે માટે હવે એને આત્મપદની ઈચ્છા થઈ છે, એ રાજર્ષિને સાથે લઇ શ્રી વાલ્મીકજીની પાસે લઇ જા. એ

શ્રી વાલ્મીકજી કેવા છે કે જેમણે આત્મતત્વનો (ચૈતન્યપ્રકાશ પારખજ્ઞાન) પ્રકાશ સમજી શકયા છે, તેથી તે રાજર્ષિને ત્યાં લઇ જાઓ અને કહો કે એ રાજર્ષિને (તત્વબોધ) પારખ પ્રકાશ જ્ઞાનનો બોધ કરો, જેથી સંસાર સાગર તરી જઇ પોતાના નિજ સ્વસ્વરૂપ ચૈતન્યપદમાં પ્રાપ્ત થઇ મહાન મુક્ત પદને પામી શકે.

હે અપ્સરા? જ્યારે આ પ્રમાણે દેવતાઓના રાજા ઇંદ્રે મને કહ્યું ત્યારે હું જે રાજર્ષિ હતો ત્યાં ગયો અને મેં કહ્યું કે હે રાજર્ષિ! તમે સંસારરૂપ સમુદ્રથી પાર (મોક્ષ) થવાને વાલ્મીકજી પાસે ચાલો, શ્રી વાલ્મીકજી તમોને ઉપદેશ કરશે. તે સાંભળી તે રાજા અમારૂ કથન માન્ય કરીને અમો બેઉ વાલ્મિકીજીના આશ્રમે ગયા. અને ઇંદ્રનો કહેલો સંદેશો વાલ્મી-કીજીને કહ્યો તે સાંભળતાં મહર્ષિએ શું કહ્યું તે સાંભળ!

## (સર્ગ બીજો)

## (વાલ્મીકજીનું વચન)

"હે રાજન! કુશળ છો?" એમ કહી વાલ્મીકીજીએ રામચંદ્રજીને ઉપદેશ આપેલો તે હકીકત જે મહારામાયણની કથા સંભળાવી. કારણ કે રામચંદ્રજી પોતાના સ્વયંસ્વરૂપ નિજપદને કેવી રીતે પામ્યા તે વૃત્તાંત સમજાવવા શરૂ કર્યું.

## (રામચંદ્રજીને બાલાવસ્થામાં વૈરાગ્યવર્ણન)

એક દિવસ શ્રી રામચંદ્રજી સંપૂર્ણ વિદ્યાનું અધ્યયન કરી (ભણી)ને નિશાળથી પોતાના મંદિરે આવ્યા, અને આખો દિવસ વિચારમાંને વિચારમાં વ્યતિત કર્યો, તદનંતર મનસાથે સંકલ્પ કર્યો કે પિતાશ્રીની આજ્ઞાને લઈ તિર્થાટન ફરવા જવું

એમ વિચારી શ્રી દશરથજીની પાસે આવ્યા, અને કહેવા લાગ્યા કે હે પિતાશ્રી ! મને કૃપા કરી તિર્થાટન કરવા જવાની આજ્ઞા આપો આવી મારી માગણીને આપ સ્વીકારશો એવી વિનંતી છે.

(વાલ્મીકજી વચન)

હે રાજરૂષિ ! એ પ્રમાણે રાજા દશરથજીને પ્રતે રામચંદ્રજીએ કહ્યું અને શ્રી વાસિષ્ટ ગુરૂ પણ પાસે બિરાજમાન હતા, તેમણે પણ તે હકીકતને ટેકો આપવા શ્રી દશરથજીને કહ્યું કે હે રાજા ! રામચંદ્રજીને આજ્ઞા આપો, કેમકે તેમનું મન તિર્થાટન માટે ઉપડયું છે માટે રજા આપો.

ગુરૂ વાસિષ્ટજીની આ પ્રમાણે આજ્ઞા થઇ તેથી શ્રી દશરથ રાજાએ રામચંદ્રજીની સાથે લક્ષ્મણ આદિ ભાઈઓને તથા મંત્રી વાસિષ્ટજી આદિ સત્યશાસ્ત્રોને જાણનાર પંડિતો વગેરે સાથે સૈન્ય ધન વગેરે સંગાથે લેઇજવા રામચન્દ્રજીને રજા આપી, તેથી તિર્થાટન કરવા શરૂ કર્યું ગંગાજી, જામનાજી, સરસ્વતી આદિ સર્વ તિર્થોમાં વિધીયુક્ત સ્નાન કરી ચારે તરફ ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ ફેરી તિર્થો કરી દાન દક્ષિણા દેઇ સમુદ્રની ચારો બાજુએ સ્નાન કર્યું; પછી સુમેરૂ પર્વત ઉપર તથા હિમાલય પર્વત ઉપર ગયા અને સમસ્ત ગંગાદિ નદીઓમાં સ્નાન કર્યું, એવાં સઘળાં તિર્થો કરીને શ્રી રામચંદ્રજી પોતાના નગરમાં આવ્યા,

(સર્ગ ત્રીજો)

વાલ્મીકજી કહેવા લાગ્યા કે હે રાજરૂષિ ! રામચંદ્રજી પોતે (તિર્થાટન કરીને અયોધ્યા નગરમાં પધાર્યા; ત્યારે આઠ-

દિવસ સુધી નગરમાં ઘણો જ ઓત્સવ આનંદ થયો હતો રામચંદ્રજી પોતે પ્રભાતે વહેલા ઉઠી સ્નાન ધ્યાન નિત્ય નિયમ આત્મિકજ્ઞાન (પારખ પ્રકાશજ્ઞાન) સ્વસ્વરૂપનું ચિંતવન નિત્યવસ્તુ ચૈતન્યપદને અનુભવદ્વારાએ પરખવું તેમ અનુસરીને ગુરૂની પૂજા ધ્યાન સેવા રૂપી સત્કર્મો કરીને પછી પોતે ભોજનાદિ કરતા હતા રાત્રિ અને દિવસો પોતાના નિજ સ્વસ્વરૂપ ચૈતત્ય પદ (આત્મિકજ્ઞાનને જ) હરદમે યાદ કરતા હતા.

(સર્ગ ચોથો)

શ્રી રામચંદ્રજીની આવી હાલતથી વૈરાગ્ય દશાના ધારણ વડે આત્મજ્ઞાનની સ્થિતિને લીધે પોતાની દશાબહારની વૃત્તિને હઠાવી અંદરની વૃતિને બળપૂર્વક આત્મસત્તા ચોકશ જાણી માટે જ પોતાના અંદર ગુલતાન મતામાં રહી વ્રતમાન કરતા હતા "કબીર સાહેબે એક પદમાં કહ્યું છે કે"

ગુલતાન મતા જબ આવેગા, તબ હંસા સુખ પાવેગા (તબ)
આચાર કુચાલ છુટે એ જીવકા, દુર્મતી દુર નસાવેગા (તબ)
કહે કબીર સુનો ભાઇ સાધુ, બહુરીન ભવજળ આવેગા (તબ)

શ્રી રામચંદ્રજીની આવી દશા થવાથી શ્રી દશરથજી તથા સર્વ માતાઓ ભાઇઓ પોતાના મનમાં આકુરવ્યાકુરતાવડે બોલ્યા કે હે રામચંદ્રજી ! તમોને આ શું દરદ થયું છે કે જેથી કરીને તમો આવા ત્યાગી વૃત્તિને ધારણ કરીબેઠા છો. કારણ કે તમારૂં શરીર દિનપ્રતિ સુકાતુ જ જાય છે તે કારણ મને કહો ?

(રામચંદ્રજી વચન)

હે પિતાશ્રી ! મને કાંઇ પણ વ્યાધી થઇ નથી, પરંતુ

મારા અંતરમા એ જગત્ના પદાર્થો સર્વ મિથ્યા અને નાશમાન લાગે છે. તેમજાણી મને તે પદાર્થો પરથી અનુરાગ થયો છે. આવી હકીકત જયારે દશરથ રાજાએ સાંભળી પછી મહાન શોક સાગરમા પડયા અને પોતાના મહોલે ગયા, પછી વિચારવા લાગ્યા અને ગુરુ શ્રી વાસિષ્ઠજીને ચરણમાં પડી રામચંદ્રજીની સર્વ હકીકત કહી સંભળાવી, ત્યારે વસિષ્ઠજીએ તેના જવાબમાં કહ્યું કે,

## (વશિષ્ટ વચન)

હે દશરથજી! મહાપુરૂષોનો વિચાર અલ્પ કારણને લીધે થતો નથી પરતુ મહાકાર્યનો કંઈક હેતુ હોવો જોઇએ. હે રાજન? આ મહાન શોકના સાગરમાં તમો ડુબી જાઓ છો પરતુ તેનું અસલ પરિણામ ઘણું જ ઉત્તમ સમજવું

## (સર્ગ પાંચમો)

## (વિશ્વામિત્રજીનું ગમન વર્ણન)

વાલ્મીકજીએ કહ્યુ કે હે રાજઋષિ? આ પ્રમાણે વસિષ્ઠજી અને દશરથરાજા વચ્ચે વાર્તાલાભ થતો હતો તે સમયમાં વિશ્વામિત્રજી ત્યાં પોતાના યજ્ઞ આરંભ કરવાના રક્ષણ હેતુથી રામચંદ્રજી અને લક્ષ્મણજીને તેડવા માટે અયોધ્યામાં પધાર્યા. શ્રી વસિષ્ઠજી અને મંત્રી વગેરે મળી તેમની પૂજા વિગેરે કરી આશન આપી બેસાડયા, અને દશરથજી કહેવા લાગ્યા કે આજે મારાં ધન્યભાગ્ય આપ પધાર્યા અને અમોને કૃતાર્થ કર્યા.

## (શ્રી દશરથજી વચન)

હે ભગવાન આપ જે કાર્યને માટે પધાર્યા હોય તે આપ ફરમાવશો. આપનું કાર્ય સફળ જ છે, આપ જેની માગણી કરશો તે આપવાને આ દાસ હાજર છે.

(સર્ગ છઠ્ઠો)

એવી રીતે જ્યારે શ્રી દશરથજીએ વિશ્વામિત્રરૂષી પ્રતે કહ્યું ત્યારે શ્રેષ્ઠ મુની જે વિશ્વામિત્ર અત્યંત પ્રસન્ન થયા અને બોલ્યા કે હે રાજન! તમને ધન્ય છે, કારણ કે આપ તો રઘુવંશી વચનપાળ છો, બીજું વસિષ્ટજી આપના ગુરુ છે, તેમની આજ્ઞામાં ચાલનાર છો, એ બે ઉત્તમ ગુણોએ યુક્ત છો, તેથી હે રાજેંદ્ર! જે કાંઈ મારે કાર્ય છે તે પ્રકાશ કરૂ છું તે સાંભળો મે હાલ દશરાત્રયજ્ઞનો પ્રારભ કરેલો છે તે યજ્ઞ જ્યારે કરવા લાગું છું ત્યારે મારીચ અને સુબાહુ નામના ભયંકર રાક્ષસો આવીને યજ્ઞમાં વિઘંન કરે છે. માટે તે વિઘનોને બચાવવા આપના પુત્ર જે રામ અને લક્ષ્મણ એ બેઉ મારી સાથે મોકલી આપો, જેથી યજ્ઞને તે જરૂર બચાવી શકસે, તેથી તમારુ વચન અને ધર્મ અને યશ રહેશે અને મારુ કાર્ય પણ સિદ્ધ થશે એ નિસંદેહ છે? આ હકીકત જે રામ લક્ષ્મણની માગણી કરનાર વિશ્વામિત્રની વાણી સાંભળી જે રાજા દશરથ મોહ યુક્ત થઇ ધરતી પર મૂર્છાવત થઈ પડી ગયા.

(સર્ગ ૭ મો)

એક કલાક ભર મૂર્છાવત રહીને અધૈર્ય બનીને કહેવા લાગ્યા કે હે મુનિશ્વર આપ જે કહો છો તે મારાથી બનવુ મુશ્કેલ છે, કારણ કે હજુ રામ લક્ષ્મણ નાના બાળકો છે. તેથી તેમના સિવાય મને ઘડી એક પણ ચેન પડે નહિં, અને તે યુદ્ધકળા કંઈ પણ જાણતા નથી. હે મુનીશ્વર! હું નવ હજાર વર્ષનો

થયો છું અને મારે ત્યાં વૃદ્ધાવસ્થામાં મારે ઘેર પુત્ર પ્રગટ થયા છે. અને તે પુત્રો મારા પ્રાણ સમાન જ છે. તેમના વિના હું પળવાર પણ જીવી શકું તેમ નથી. માટે હે મુનીશ્વર ! આપ મારો પ્રાણ લેવા જ આવ્યા છો. આપને આવવાથી મારો શોક સાગર ઘણો જ ઉભરાયો છે, કારણ કે તે પુત્રો વિના અમે ઘડીભર પણ જીવી શકીએ નહિ, તેવી આપની માગણી હું સ્વીકારી શકતો નથી

(સર્ગ ૮ મો)

વિશ્વામિત્ર બોલ્યા કેઃ-હે રાજન તું પોતાના ધર્મોને યાદ કર તેં આ શભા સમક્ષ પ્રતિજ્ઞા કરી છે કે, જે વસ્તુ માગશો તે આપવા આ દાસ હાજર છે, તેમ કહ્યુ છે, છતાં (અબી બોલ્યા અબી ફોક) એમ કંઈ ચાલતું હશે !

(પ્રાણ જાય અરૂ વચન ન જાઇ; રઘુકુલ રીત સદા ચલી આઇઃ)

મહાન ક્રોધાતુર થઇ મુનિ વિશ્વામિત્રજી બોલ્યા જેથી પચાસ કોટી પૃથ્વી કંપવા લાગી હે દશરથ રાજા તમારા કુળમાં સર્વ પરમાર્થી જ થયેલા છે, માટે તુ પોતાનો ધર્મ છોડીશ નહિં, અને મારી સાથે રામ લક્ષ્મણ બેઉ આપી દે થોડા દિવસે જેવા તમારા પુત્રો છે તેમજ મારા પોતાના પુત્રો સમજી સાચવીને તમોને સોંપી જઇશ, જ્યારે આવો સમર્થ રાજા થઇ પોતાનો ધર્મ છોડી દઇશ તો પછી બીજાઓની શું દશા ? એ પ્રમાણે ઘણી જ રીતેથી રાજાને સમજાવ્યો, ગુરૂ વસિષ્ટજીએ પણ ઘણી જ શીખામણ આપીને કહ્યું કે હે રાજન ? તુ રામલક્ષ્મણ બેઉ પુત્રને વિશ્વામિત્રજીને સાથે મોકલ અને કંઈ પણ વિઘન થવાનું નથી તે નક્કી સમજી લે.

## (સર્ગ ૯ મો)

**એવી હકીકત સાંભળીને દશરથ રાજા ધૈર્યવાન બનીને પોતાના અંગ રક્ષક નોકરને આજ્ઞા કરી કે હે મહાબાહો? અંતઃપુરમાં જઇ રામ અને લક્ષ્મણને આહિ બોલાવી લાવો, નોકરે જઇને રામચંદ્રજીને સર્વ હકીકત કહી સંભળાવી, જવાબ આપ્યો કે આવું છું એમ કહીને પુનઃ મૌન્ય ધારણ કરી બેઠા. ત્યારે દશરથજી ફરી હુકમ કર્યો કે જાવ જલદી બોલાવી લાવો! આવી રીતે રામ લક્ષ્મણજી હુકમ સાંભળી રાજા દશરથ પાસે આવ્યા**

## ( સર્ગ ૧૦ મો )

રામચંદ્રજી અને લક્ષમણજીએ પિતાશ્રીને તથા ગુરુ વસિષ્ટજીને તથા શ્રીમુનિ વિશ્વામિત્રજી વિગેરે જે કોઇ રાજ્ય સભામાં બેઠેલા હતા તે સર્વને દંડવત પ્રણામ કર્યાં પછી પોતાની અંદર અત્યંત ધૈર્યવાન થઇ શ્રી વશિષ્ટજી બોલ્યા કે હે રામચંદ્રજી! તમોને ધન્યવાદ છે! તમો મહા શુરવીર છો!! કેમકે જે વિષરૂપી મહાન શત્રુઓને તમે જીતી લીધા છે; માટે તમોને અનેકવાર ધન્યવાદ છે!!

## ( વિશ્વામીત્ર ઉવાચ )

હે કમળનયન ( કમળપત્ર સમાન ) રામચંદ્રજી ) હૃદય રમેતી રામ ) તમારી જે ઇચ્છા હોય અને શા કારણ શોક-સાગરમાં પડવા સમાન ( ગુમતાનમતા ) અને વૈરાગ્ય દશાને ધારન કરી શુ-આશા છે, તે કહો!

## ( સર્ગ ૧૧ મો )

### ( રામચંદ્રજી વચન )

હે ભગવાન ! જે વૃતાન્ત છે તે અનુક્રમે આપની સમક્ષ પ્રગટ કરૂં છું, કે-હું દશરથ રાજાને ત્યાં જન્મ પામ્યો છું, પરંતુ મારા મનને અનેક વિચાર થયા તે વિચારે મારા અંદર આકર્ષિ લીધું જેમ નદિના ત્રટ ઉપર જે ત્રણાવેલી હોય છે તેને નદિનો પ્રવાહ ખેંચી લઇ જાય છે તેમ મારા હૃદયમાં સંસારરૂપી દુ.ખનો નાશ કરનાર વૈરાગ્યરૂપી જ્ઞાન ( પારખ પ્રકાશ સ્વસ્વરૂપની પહિચાણ ) માટે વિચાર જાગ્યો તેથી જે આ બ્હારીક વસ્તુઓ દેખાય છે તે તમામ નાશવંત છે તેમ શમજીને તેનો મોહ મારામાંથી નાશ થયો છે, તેથી હું જગત્‌ના તમામ પદાર્થો અનિત્ય છે તેમ શમજી તે વિચારમાં પડયો છું. કે મને આવા પારખનિષ્ટ શ્રીસદ્‌ગુરુની પહિચાણ થાય તો ઘણું જ ઉત્તમ અને જીંદગી સફળ મનાય.

### ( દુ.ખરૂપ જગતનું વર્ણન )

હે મુનિશ્વર ! જેટલા પદાર્થો છે તેટલા બધાએ નાશ-વંત જ છે અને (મિથ્યા) જુઠા છે

જેમ (મૃગ જનાવર) હરણાદિ પાણી પીવાની લાલચે જળનો ભ્રમ લઇ (ખારા રણમાં) કે-જયાં પાણીની અચ્છત હોય છે ત્યાં ઉષ્ણકાળમાં ઝાંઝવાનું પાણી જોઈ આશાએ આશાએ દોડાદોડ કરે છે; પણ તે જગાએ જળ તો છેજ નહિ ! જયારે તે મૃગ દોડતા દોડતા થાકી જાય છે ત્યારે બે ભાન થઈ ભોંય પર પડી જાય છે, તો પણ જળની તરસ્યા

ક્યાંથી બુઝાય, અને મૃગને શાન્તિ મળે ? એવી રીતે એ જગતના પદાર્થોને મુર્ખ જીવો જેવા પશુ મૃગહરણાદિ દોડયા કરે છે તેમ જગતના નાશવંત પદાર્થો એ મુર્ખ જીવોને ક્યાંથી પ્રાપ્ત થાય ! આખરે બેભાન થઇ જીંદગીને વૃથા ગુમાવી દે છે. વિષયની તૃષ્ણામાં અનંત કાળથી એ જીવો જન્મ મરણ રૂપી પ્રવાહ રૂપી જગતમાં રખડયા કરે છે કંઇ પણ તેને થાહ મળતો નથી જેમ હરણાઓ જંગલમાં દોડયા કરે છે પરંતુ કંઇ ખાડા ખાબડામાં પડે છે, અને પારધીના હાથથી આખરે મર્ણ પામે છે, તેમ એ જીવો પણ જન્મ મર્ણાદીના રહટ માળમાં પડીને આખરે કાળરૂપી પારધીના હાથે મરણ પામે છે, કારણ કે એ જીવોને પારખ પ્રકાશ જ્ઞાન વિના જીવો વારસ્વાર ભ્રમ જ્ઞાનની ભ્રમણામાં પડી માર્યા જાય છે, ગુરુવા લોકોએ નાના પ્રકારની પ્રપંચ રૂપી જાળ બનાવી પંથોના વાડા બાંધી તે વાડામાં મનુષ્યો મુક્તિની આશાએ આવે છે, પરંતુ સત્ય પારખ જ્ઞાન વિના એટલે સત્ય પ્રકાશ પોતાના અસલ સ્વસ્વરૂપ નિજપદ જે ચૈતન્ય પદની પ્રાપ્તિ વિના અનેકો યુગથી કોટાંન કાળથી ભટકી ભટકી જન્મ મરણાદિના દુઃખોને સહન કરી રહ્યા છે. કારણ કે ગુરુવા લોકોએ જે ચાર પ્રકારની મુક્તિ બતાવી તે ક્યાં છે ! નાહક જીવોને ધોખામાં નાંખી પોતાનું જ્ઞાન (મત) સિદ્ધ કરવા બિચારા લાલચુ જીવોને ફસાવી ખરાબ કરવા નાના પ્રકારના પ્રપંચ પંથો ચલાવ્યા છે. સ્વર્ગની આશા લગાવીને જીવોને ભ્રમમાં નાંખે છે, વિચારે કરીને ( પારખ કરીને ) તો જુવો ! કોઇ સ્વર્ગના સમાચાર લઇ આવ્યા છે, કે ત્યાં સ્વર્ગના સુખોનું

વિવેચન પૂછીએ! નાહક મિથ્યા કલ્પનામાં જીવો વિના પારખ ફસાઈને મરે છે. અંતે ચોરાસીમાં જઈ દુઃખી થાય છે. કારણ કે તમે નજરથી દેખો! અહીં આજ સ્વર્ગ અને નર્ક દેખાઈ રહ્યું છે, કોઈ ગરીબ, કોઇ તાલેવંત શેઠીઆઓ સુખ ભોગવી રહ્યા છે, કોઇ રાજાઓ પૃથ્વીપતિ થઇ રહ્યા છે, તો બીજુ સુખ ક્યાં છે! કોઇ નર્કના બોજા ઉઠાવી રહ્યા છે, જેવા કર્મો કરે છે તેવાજ તે આહુ આપની નજરે ભોગવતા દેખાય છે, ત્યારે બીજુ કલ્પીત સ્વર્ગ શુ કામનું? અને કોણે જોયુ છે. નાહક ભ્રમ માત્રજ છે.

## (સર્ગ ૧૨મો)

## (રામચંદ્રજીનું વચન) "લક્ષ્મી તિર્સ્કાર વર્ણન"

હે મુનીશ્વર! એ લક્ષ્મી પરમ અનર્થનુંજ કારણ છે, હલાહલ વિષની ગાંઠડીજ છે, જેમ સર્પણી દેખવા માત્ર તો ઠીક છે, પરંતુ તેનો સપર્સ કરવાથી નાશ થાય છે, એવી ઝેર સમાન લક્ષ્મીનો મેં તિરસ્કાર કર્યો છે. કારણ કે મનુષ્યને ઉદારતા, નમ્રતા, લઘુતા ક્યાં સુધી રહે છે કે જ્યાં સુધી લક્ષ્મીની પ્રાપ્તિ ન થઈ હોય ત્યાં સુધીજ! એવા દુઃખરૂપનું કારણ સમજી મેં લક્ષ્મીનો ત્યાગ કર્યો છે.

હે મુનીશ્વર! જે જે સંપદાઓ જગત્માં છે, તે તમામ આપદાઓ છે. લક્ષ્મી ક્ષણભંગુર છે, અને ચંચળ છે, જેમ વીજળીનો ઝબકારો આવે છે, અને ક્ષીણમાં ચાલ્યો જાય છે, તેમ લક્ષ્મી પણ ચલાયમાનજ છે. લક્ષ્મી કપટનો ભંડાર છે તેમ તેણે મેં પારખીને દુઃખ રૂપ જાણીને ત્યજી દીધી છે.

## (સર્ગ ૧૩ મો)

## જીવિત નિંદા વર્ણન

હે મુનિશ્વર! જેમ પાણીના તરંગો (મોજા) ઉપરે છે અને થોડીક વારમાં સમાઇ જાય છે, તેમ માનુષ્યનું આયુષ્ય પણ થોડીક વારમાં પ્રલય (નાશ થઇ જાય છે) પવનની ગતિને રોકવી કઠીણ છે છતાં કોઇ યોગ, તપ, મંત્ર, બળથી રોકી શકે, પરંતુ એવો કોઇ પણ ન જોયો કે પોતાનુ આયુષ્ય રાખી શકે, કબીર સાહેબે કહ્યું છે કે. (અંતે તો યહ તન પરિહરના, શમજ મન નિચ્છે કરી સરના)

હે મુનેશ્વર! જેઓ જ્ઞાનવાન પુરુષો (પ્રકાશ પારખજ્ઞાન વાળા) હોય છે, કે જેમની પરમપદ વિષે સ્થિતિ છે, તથા જેના વડે તૃપ્તિ પામેલા છે, કે કોઇ પ્રકારે પણ સંસારની માયાવિ ચીજોને ભોગવવા કિંચીંત માત્ર પણ ઇચ્છા નથી તેમનું જીવવુ ફક્ત સ્તુતિ માત્ર અને પારખ પ્રકાશ જ્ઞાન (અસલ સુખની પ્રાપ્તિ અસલીયાત ચૈતન્ય પદની પહિચાણ) માટેજ તેમજ તેમના જીવવાથી અનેક પામર પ્રાણીઓના પણ કાર્ય સિદ્ધ થાય છે. તેવાઓનું જીવવું ચિંતામણિ સમાનજ છે. (પ્રમાણ)

(સાખી)–પારષમાં અરૂ સંતમાં, બડો અંતરોજાન;
વો લોહા કંચન કરે, ગુરુ કરે આપસમાન.

---

પારષમાં અને સંતોમાં ઘણોજ ફેરફાર છે કારણ કે સંત ગુરુ તો પોતાના સમાનજ બનાવે છે. અને પારષ તો ફક્ત લોઢાને સોનું જ બનાવે છે. પરંતુ પોતાના સમાન પારષ બનાવી શકતુ નથી, તેથી સંત ગુરુનો મહિમા અપરમ્પાર છે

હે મુનેશ્વર! જે કોઇ આયુષ્ય અને લક્ષ્મીને પામી જે અહંકાર કરે છે તે મહા મુર્ખ છે! કારણ કે જેમ બિલાડી ઉંદરને પકડવા ઘરમાં પડી રહે છે, તેમ એ લક્ષ્મી તથા યુવાન દશા વિગેરે તેનો નાશ કરવા માટેજ પ્રાપ્ત થયેલા છે. માટે તેનો અહંકાર પણ મેં ત્યજી દિધો છે-

(સર્ગ ૧૪ મો)

"અહંકાર વિષે વર્ણન"

હે મુનેશ્વર! અહંકાર એ તમામ આપદાઓનું કારણ છે, તમામ અસલ સુખને (પારખ જ્ઞાન) વિગેરેને નાશ કરનાર પરમ શત્રુ અહંકારજ છે. તેની હે મુનેશ્વર! (ગુરૂદેવ) તે અહંકારને મેં જડમુળથી નાશ કર્યો છે.

(સર્ગ ૧૫ મો)

ચિત્ત દૌરાત્મ્ય વર્ણન

રામચંદ્રજી બોલ્યા કે હે મુનેશ્વર! આ-જે-મન ચિત્ત છે તે કામ, ક્રોધ, લોભ, મોહ અને તૃષ્ણાદિક દુઃખોએ કરીને જર્જરીભૂત (ખોખરૂ) થઇ ગયુ છે; પરંતુ મહાન્ પુરૂષોના જે ગુણો વૈરાગ્ય વિચાર ધૈર્ય સંતોષાદિ છે તેમની તરફ તો બીલકુલ જતુજ નથી! પરંતુ વિષય રૂપી ધુળમાં લપટાયા કરે છે, પરંતુ તેને કંઈ પણ તેમાં લાભ મળતો નથી છતાં પણ કામ રૂપી કાદવમાં વિષયવાસમાં ખરાબ થઈ જાય છે જેમ રોટલાના કકડા માટે કૂતરૂ ઘેર ઘેર ભટકયા કરે છે, તેમ એ મન ચિત્ત વિષયો રૂપી રોટલાના કકડા માટે ઘેર ઘેર (જન્મ મરણાદિ રહટમાં) ફેર્યા કરે છે, કદી પણ તૃપ્ત થતુ નથી, માટે

હે મુનિશ્વર! ગુરૂદેવ! મને એ મહાન શત્રુ ચિત્ત અને મનનો નાશ થાય એ ઉપાય બતાવો! આ-જે-તૃષ્ણા છે તે મારૂં ભક્ષણ કરી રહી છે જેમ મુડદાને કૂતરૂ ભક્ષણ કરે છે તેમ આત્મજ્ઞાન વિના (પારખજ્ઞાન વિના) હું પણ મુડદા સમાનજ છું માટે હે મુનિશ્વર! મને આપ આત્મજ્ઞાન (પારખજ્ઞાન) પ્રાપ્ત કરાવો! હું આપનો મહાન ઉપકાર કદી પણ ભૂલીશ નહિં!

### (ભોગ એટલા તમામ રોગ છે.)

હે મુનેશ્વર! એ જગતના જેટલા પદાર્થો ભોગ નિમીત છે તે તમામ રોગ રૂપી દુઃખનુંજ કારણ છે. જેમ ઉંડા ગંભીર સાગરમાં પાણી હોય છે તેમાં કોઈ પ્રવેશ કરે છે તો તેમાં રહેનાર સર્પ મચ્છ આદિ જાનવરો તેને ખાઇ જાય છે. તેમ એ ભોગ રૂપી પદાર્થો જાણી ભવસાગરમાં કોઇ પ્રવેશ કરે છે તો તેને સર્પરૂપી કામ ક્રોધ મોહ મદ લોભ વિગેરે તે જીવને ખાઇ જાય છે, એવા દુઃખ રૂપનું કારણ શમજીને ભોગ ભોગવવાના મેં છોડી દીધા છે હે મુનિશ્વર! આવા દુખ રૂપી સંસારમાં હું કોણો આશ્રય કરૂં!

### (સર્ગ ૧૬ મો)

### તૃષણા વિષે વર્ણન

રામચંદ્રજી બોલ્યા કે'-હે મુનિશ્વર! ચેતન રૂપી આકાશમાં જે તૃષ્ણા રૂપી રાત્રી પડેલી છે તેમાં કામ ક્રોધ લોભ મદ અને મોહાદિ ઘુવડ વિહાર કરે છે, જ્યારે પારખજ્ઞાન રૂપી સુર્યનો ઉદય થાય છે ત્યારે તૃષ્ણા રૂપી રાત્રીનો અભાવ

થાય છે, જ્યારે રાત્રિનો નાશ થયો એટલે મોહાદિ ઘુવડને પણ નાશ થાય છે.

## (સર્ગ ૧૭ મો)

## દેહ નૈરાશ્ય વર્ણન

શ્રી રામચંદ્રજી બોલ્યા કે હે મુનેશ્વર ! આ શરીર તમામ વીકારોનુંજ મુળ છે. જેટલી યાધિ વ્યાધિ થાય છે. તે તમામ શરીરથીજ થાય છે. માટે દુ:ખનું વૃક્ષ તો આ શરીરજ દુ:ખનું ઝાડ શમજવું કંઇ દુઃખ આકાશથી કે પાતાળથી આવતું નથી. માટે દુ:ખનું ઝાડ તો એ દેહજ સમજવી તે કારણથી હે:- મુનેશ્વર ! એવું દુઃખ જાણીને મેં-આ દેહનો પણ મોહ છોડી દીધો છે.

## (સર્ગ ૧૮ મો)

## બાલ્યાવસ્થા વર્ણન

શ્રી રામચંદ્રજી બોલ્યા કે-હે મુનિશ્વર ! આ સંસાર સમુદ્રમાં જે જન્મ પામે છે તેમાં પ્રથમ બાળક અવસ્થા પ્રાપ્ત થાય છે તે પણ મહાન દુ:ખનું કારણ છે. મહાન દિનપણુંજ ભોગવવું પડે છે પ્રથમ અશકતતા, મુર્ખતા, ઇચ્છા, ચપળતા, દિનતા દુ:ખ અને સંતાપ વિગેરે વિકારો આવીને પ્રાપ્ત થાય છે, અને તેમાં અનેક પ્રકારની પીડાઓ વાળા બાલ્યાવસ્થાને દુઃખ રૂપ જાણીને તેનો મોહ છોડી દીધો છે.

## (સર્ગ ૧૯ મો)

## યુવાવસ્થા વર્ણન

હે મુનેશ્વર ! બાલ્યાવસ્થા પછી યુવાવસ્થા આવે છે તેમાં

પણ કામદેવ મહાન શત્રુઓ જેમ ચિત્ત વંટોળીયામાં ફેસાચેલ પાંદડાંની માફક ફેર્યા કરે છે. તેમ ઇચ્છાઓ તૃપ્ત કરવા કામદેવ રાજારૂપી પિશાચ તેને સ્ત્રીના ફંદામાં ઝોકાવી દે છે, તે ફંદામાં પડેલો જીવ મહાન દુ:ખ ભોગવે છે, એવા પરમ શત્રુવત જાણીને યુવાવસ્થાનો પણ મે ત્યાગ કર્યો છે.

( સર્ગ ૨૦ મો )

( સ્ત્રી વિષે વર્ણન )

હે મુનીશ્વર ! જે મનુષ્યો સ્ત્રીની ઇચ્છા કરે છે પરંતુ સ્ત્રી પરમ અનર્થનું કારણ છે, અને-તે ઉત્પત્તિનું કારણ પાંચતત્વોથી અને માંસ હાડથી અને ચામડાથી મઢેલી હોય છે જેમ કાષ્ટની ( લાકડાંની ) પુત્રી હોય છે તે દોરીના આધારથી અનેક ચેષ્ટા કરે છે તેમ એ સ્ત્રી પણ દેખાવને માટે અતિસુંદર સ્વરૂપ છે પરંતુ તેનો સંગ કરવાથી આત્મજ્ઞાન ( વૈરાગ્ય વિચારાદિ )નો નાશ થાય છે એવા મહાન અનર્થનુ કારણ શમજીને હે મુનેશ્વર ! મેં સ્ત્રી વિષેનો મોહ ત્યાગ કર્યો છે.

(સર્ગ ૨૧ મો)

( જરાવસ્થા વર્ણન )

શ્રીરામચંદ્રજી બોલ્યા કે—હે મુનેશ્વર છેલ્લી અવસ્થા ઘડપણ આવે છે તેપણ પરમ દુ ખનું કારણ છે. જે વૃદ્ધાવસ્થામાં શરીરની આશકતા આવીને શરીરને જર્જરીભુત (કોમળતા) અને પગ ફાટે તથા ખાસ પણ લબડે તથા વાંકાવાંકા અને લાકડીનો ટેકો હાથમાં લઇને ચાલવુ પડે નાના બાળકો પણ મશ્કરી કરીને હશે અને કહે કે ડોહા તમે કેમ વાંકાવાંકા

ચાલો છો. એમ અનેક રીતેથી શતાવે છે. પત્થરા પણ મારીને દુઃખ દેવે છે, ખાવાપીવામાં પણ પર આશાએ રહેવું પડે છે. એવી પરસ્વાધીનતા દુઃખદાયક જરાવસ્થાને હું દુરથીજ ત્યાગ કરી દઉં છું.

## (સર્ગ ૨૨મો)

### ( કાળાપ્રવાદ વર્ણન )

હે મુનેશ્વર ! આ સંસારરૂપી ખાડ છે તેમાં અજ્ઞાની મનુષ્યો પડેલાં છે પરંતુ જ્ઞાનવાન મનુષ્યો તે સંસારરૂપી ખાડમાં પડતા નથી, એ સંસારમાં જેટલા પદાર્થો દેખાય છે. તે તમામ નાશમાત્રજ છે ( કાળગ્રસિત છે ) જુવો કે મોટા મોટા સુમેરૂ પર્વત જેવા ગંભીર પરાક્રમવાળા પુરૂષોને પણ કાળ ખાઇ ગયો છે, જોત જોતામાં બ્રહ્મા સરીખા પણ કોટાન વખત જન્મે છે અને મરે છે, એવા મહાન આયુષ્યવાળા બ્રહ્મા પણ કાળના હાથે મરણ પામે તો બીજાઓની શું દશા! કારણ કે-સ્વર્ગના રહેનાર સુર, અને મૃત્યુલોકમાં રહેનાર નર, (મનુષ્યો) અને મુનિ જે સંતપુરૂષો તથા રૂષી વિગેરે- એ રીતે સુર, નર, અને મુનિ લોકો તેપણ કોઇ કાયમ રહેલા નથી. સમય થાય કે જે મહાન જગતનું મુળ કારણ જે નિરંજન પુરૂપ ( મન ) તથા આદભવાનિ (શક્તિ) પ્રકૃતિ- એવી રીતે પુરૂષ અને પ્રકૃતિ તેપણ રહેવા પામતા નથી, કારણ કે કાળ મૃત્યુ સર્વનો સંહાર કરી ખાઇ જાય છે. (કબીર સાહેબ વચન)

અમીર ઉમરાવ દિન ચારકે પાઉના, છોડ ચલે દરબાર હાથી;
રહેગા જેને સૃષ્ટિ પેદા કિયા, ઔર હોયગા સબ ખાખ માટી.

કબીર સાહેબ કહે છે કે ચૈતન્ય અમર પુરુષ છે તેનાથી સૃષ્ટની સરૂઆત (રચના) તેના આધારથી ચાલી રહી છે. માટે આખર (છેવટે) એ વસ્તુ જ રહે છે. ચતન્ય અને જડ.
(સાખી) ચૈતન્ય જડ દોઉ વસ્તુ આસ્તિ, અતિપ્રસિદ્ધ જગમાંહી;
ઇનકી પારખ પ્રાપ્તિ વિના, બંધન છૂટત નાહિં.

જગત્‌માં બેઉ વસ્તુ આસ્તી (અનાદિ છે) જગત્ પ્રવાહ અનાદિ છે તે પ્રવાહ અનાદિ જગત્‌રૂપી દેહાદિનો નાશ થાય છે. પરંતુ સ્વયં અનાદિ બેઉ વસ્તુ ચૈતન્ય અને જડ તેનો નાશ કોઇ કાળે પણ થતો નથી એ નક્કી સમજવું.

( સર્ગ ૨૩ મો )

( કાળવિલાસ વર્ણન )

શ્રીરામચંદ્રજી બોલ્યા કેઃ—હે મુનિશ્વર! એ કાળ મહા બળવાન છે જેમ પારધી લોકો શિકાર કરવા જાય છે ત્યારે વનમાં તમામ પશુ પક્ષીઓ ભયને મારે દોડાદોડ કરે છે, તેમ એ કાળ મૃત્યુરૂપી પારધીના ભયથી સંસારમાં રહેનાર તમામ દેહાધારી માત્ર ભયને મારે અત્યંત દુઃખી થાય છે હે મુનિશ્વર! એવા દુખરૂપી સંસારની મને કંઇપણ ઇચ્છા નથી તે કારણથી હું મહાસોકસાગરમાં પડી મહા દિન થઇ ગયો છું આપ કંઇ મને સ્થિરતા પ્રાપ્ત થાય એવી પારખજ્ઞાન સક્તિ પ્રાપ્ત કરાવો!

(સર્ગ ૨૪મો)

( કાળ-જાગુપ્સા વર્ણન )

હે મુનેશ્વર! એ કાળ બહાદુર મહા બલિષ્ટ છે તેના પંજામાંથી કોઇપણ બચતું નથી ક્ષણવારમાં મહાસમર્થવાનને

અસમર્થવાન બનાવી દેવે છે અને અસમર્થને મહાનસમર્થ બનાવી દેવે છે. એવી ખુદરતકી ગતિ ન્યારી છે.
( અબધુખુદરતકી ગતી ન્યારી,
રંક નિવાજ કરે વહરાજા, ભૂપતી કરે ભીખારી. )

## (સર્ગ ૨૫ મો)

## (કાળ વિલાસ વર્ણન)

હે મુનેશ્વર! એ મોટા મોટા પર્વતો સુમેરૂ જેવા નજરે પડે છે. તથા એ મહાનરત્નાગર સાગર જેવાઓનો પણ નાશ થાય છે કાળ તેવાઓને પણ છોડતો નથી તો મારા જેવા અલ્પમતીની શુ દશા જેમ અજ્ઞાની માણસો વગર વિચારે (વગર પારખે) પોતાનો નાશ પોતે કરે છે

## (સર્ગ ૨૬ મો)

## (સર્વ પદાર્થભાવ વર્ણન)

હે મુનિશ્વર! જગત્માં જે જે પદાર્થો દેખાય છે તે તમામ એકદિન નાશ થવાનાં છે, જન્મ પામીને જે જીવવાને આતુર છે તે મહાન મુર્ખ છે અને તેનું જીવવું નકામુંજ છે જ્યારે યુગની હજાર ચોકડી થાય છે ત્યારે બ્રહ્માનો એક દિવસ થાય છે. એવા અસંખ્ય વર્ષોના આયુષ્યવાળા બ્રહ્મા પણ કાળે કરીને નાશ પામે છે તો મારા જેવા અલ્પમતીની શું દશા માટે હે મુનિશ્વર! મને કોઇ સારો માર્ગ બતાવો કે જેથી મને પ્રકાશ જ્ઞાન પ્રાપ્ત થાય.

## (સર્ગ ૨૭ મો)

## (જગદ્દ્વિપર્ય વર્ણન)

શ્રી રામચંદ્રજી બોલ્યા કે—હે મુનિશ્વર પરમ પ્રભુ! જેને આત્મ વિચારની પ્રાપ્તિ (પારબ્રજ્ઞાનની પ્રાપ્તિ) થઇ છે તેને જગત્ ભ્રમ માત્ર જ ભાસે છે અને જેઓને આત્મ વિચારની પ્રાપ્તિ થઈ નથી તેને એ જગત્ રમણીક લાગે છે પરંતુ તે રમણિક જગત્‌ની આસ્તાને લઈ મહાન નર્ક ભોગવી દુ:ખી થાય છે. એવા મહાન દુ:ખરૂપ જગત્‌ની આશા મેં છોડી દીધી છે.

## (સર્ગ ૨૮ મો)

## (સર્વાંત પ્રતિપાદન વર્ણન)

શ્રીરામચંદ્રજી બોલ્યા કે—હે મુનેશ્વર! સર્વભોગ પદાર્થોને રોગ સમાન સમજીને ત્યાગ કરવા એ ઘણુંજ ઉત્તમ કાર્ય છે; કારણ કે ભોગરૂપી પદાર્થોમાં ખાલી ફાંફાં મારવાથી પોતાનો જ નાશ થાય છે જેમ માંછલાંઓ જીભના સ્વાદે કરી લોઢાની ધારવાળી અણી જીભમાં તારવે લાગવાથી પારધી (મચ્છીમારના) હાથમાં જઇ તરફડીને મરણ પામે છે, તેમ એ મનુષ્યો પણ કામનાની ઈચ્છાના ભોગ ભોગવવા માટે જાય છે પરંતુ તે આખર તેની ઇચ્છા તૃષ્ણાનો પાર આવતો નથી આશાએ ને આશામાં મરણ પામી ચોરાસી આદિ દુઃખો ભોગવે છે. માટે હે મુનેશ્વર! મને એવી જ્ઞાન બુદ્ધી આપો કે તે તમામ દુઃખોનો નાશ થાય!

## (સર્ગ ૨૯ મો)

## (વૈરાગ્ય પ્રયોજન વર્ણન)

શ્રીરામચંદ્રજી બોલ્યા કે:—હે મુનેશ્વર! સંસારરૂપી ખાડામાં મોહરૂપી કાદવ છે, તેમાં મુર્ખનું મન ફસાઇ જાય છે, તેથી તેમાં પડયો પડયો દુઃખ ભોગવે છે, પરંતુ કોઈ વખત પણ શાન્તિ પામતો જ નથી અને તે અજ્ઞાનરૂપી ખાડામાંથી બહાર નીકળતાજ નથી એવા દુઃખોનું કારણ સંસાર છે. તેથી હે મુનિશ્વર તેનાથી હું ભયપાત્ર થઈ સોકસાગરમાં ડુબ્યા કરૂં છું માટે મને આપ કૃપા કરી એ મહાન દુઃખોથી બચાવો! જેમ મહા અગ્નિનો બળતો પહાડ હોય તેમાં પડેલો માણશ ગભરાય છે તેમાં હું પણ સંસાર એ મહાન અગ્નિમાંથી બચવા ચાહું છું જેથી આપની ચાહના કરૂ છું.

## (સર્ગ ૩૦ મો)

## (રામ પ્રશ્ન વર્ણન)

શ્રીરામચંદ્રજી બોલ્યા કે—હે મુનિશ્વર! આપ જાણતા હો તેવી રીતે મને કહો; આપની પાસેથી તે યુક્તિઓ પ્રાપ્ત થાય નહીં તો હું બીજું કશું જાણતો નથી પણ સર્વ વસ્તુનો ત્યાગ કરી નિરાહંકાર થઈ રહીશ; તેમજ જ્યાં સુધી એ યુક્તિ મારા જાણવામાં (પરખવામાં) નહીં આવે ત્યાં સુધી હું ભોજન પણ જમવાનો નથી અને પાણી પણ પીનાર નથી અને સર્વ વસ્તુનો ત્યાગ કરી એકાંતમાં જઈ બેસી રહીશ. જેમ કાગળ ઉપર-ચિત્રેલી મૂર્તિ હોય છે તેમ હું ચિત્રવત્ થઈ રહીશ, શ્વાસ આવતાં જતાં એની મેળે જ ક્ષીણ થઈ

જશે, જેમ તેલ વિના દીપક બૂઝાઇ જાય છે તેમ અર્થ વિના શરીર પણ નિર્વાણ થઇ જશે ત્યારે મહાન્ શાન્તિને પામીશ.

(શ્રીવાલ્મીકજી કહે છે કે)

હે રાજરૂષિ! એટલુ કહીને શ્રીરામચંદ્રજીએ મૌનધારણ કર્યું જેમ મોરઘનઘટાને જોઈ મોર ટહુક શબ્દ કરી મૌનધારણ કરે છે તેમ રામચંદ્રજી ચૂપ થઇ બેઠા

(સર્ગ ૩૧ મો)

(દેવસમાજ વર્ણન)

શ્રી વાલ્મીકજી બોલ્યા કે હે રાજરૂષિ! જ્યારે ઉક્ત પ્રમાણે રઘુવંશ રૂપી આકાશના ચંદ્રરૂપી રામચંદ્રજી બોલ્યા ત્યારે સર્વ જન મૌન થઇ ગયા, અને સર્વનાં રોમ-રૂવાટાં ઉભાં થઇ ગયાં જાણે રોમ પંક્તિ ઉભી થઇને શ્રીરામચંદ્રજીના વચનો સાંભળવા તેમ ઇચ્છા થઇ હતી; તેમજ સભામાં બેઠેલા હતા તે સર્વ નિર્વાસના પણે અમૃતના સમુદ્રમાં મગ્ન થઇ વસિષ્ટ, વામદેવ, વિશ્વામિત્રજી આદિ જે મુનિશ્વર અને દ્રષ્ટિ સુમંતાદિ મંત્રિઓ (પ્રધાનો) દશરથજી તથા સર્વ માતાએ કૌસલ્યા ઉક્ત અમૃત વાક્યો સાંભળી મૌન બની રહ્યાં. તેમજ દેવો સિદ્ધ, ગંધર્વ, વિદ્યાધરો અને કિન્નરો પણ-એ સર્વ વાક્યો સાંભળી એક ચિત્તે શ્રવણ કરતા મૌન બની ફુલોની વૃષ્ટિ કરવા લાગ્યા સર્વ કોઈ 'ધન્ય છે! ધન્ય!!' એવા શબ્દો ઉચ્ચારવા લાગ્યા સર્વ કોઈ નમો નમઃ શબ્દ ધ્વની ઉચ્ચારવા લાગ્યા

(દેવતાઓ વચન)

હે કેમળનયન! રઘુવંશી! આકાશમાં ચંદ્રમારૂપ આપ શ્રીરામજી! આપ ધન્ય હો! આપે જે અમુલ્ય વચનો (પારખ

જ્ઞાન પ્રકાશ પરમપદ દાતા સ્વયંસ્વસ્વરૂપ નિજપદની પ્રાપ્તિ માટેના શબ્દો ) કહ્યા, એ વચનો સાંભળીને અમોને જે જે દેવતાપણાનું અભિમાન હતું તે સર્વ નાશ પામી ગયું અને અમૃતરૂપી વચનો શ્રવણ પડતાની સાથે જ બુદ્ધિપૂર્ણ નિર્મળ થઇ ગઇ. હે રામચંદ્રજી ! જેવાં વચનો સર્વબુદ્ધિમાન (विद्वानो) (વિદ્વાનો) અને વક્તાઓમાં અગ્રગણ્ય જે બૃહસ્પતિ તેપણ કહેવા સમર્થ નથી પરંતુ આપનાં પરમ વચનો જે આત્મજ્ઞાન (પારખજ્ઞાન) વાળા વચનો પરમશાન્તિ પરમપદ પ્રાપ્ત કરાવનાર છે આપને કોટાનકોટી ધન્યવાદ છે

## (સર્ગ ૩૨ મો)

## (મુનિસમાજ વર્ણન)

વાલ્મીકજી બોલ્યા કેઃ-હે રાજઋષિ ! એવા દેવતાઓના વચનો થયા અને કહેવા લાગ્યા કે ! રામચંદ્રજી એ મહા ઉદાર મુનિશ્વરનાં વિદ્યમાન કહ્યાં છે, હવે જે મુનિશ્વર પ્રતિ ઉતર કરશે તેપણ શ્રવણ કરવુ જોઇએ. જેમ પુષ્પોના ઉપર ભોગી ભમરાઓ સ્થિર થઇ રહે છે તેમ વ્યાસ નારદ, પુલહ, પુલસ્ત્ય આદિ સર્વ સાધુઓ સભા અંદર આવી સ્થિત થયા ત્યારે વસિષ્ટ અને વિશ્વામિત્ર આદિ મુનિશ્વરોની ઉભા થઇને તેઓની પૂજા રાજા દશરથજીએ કરી, તદનંતર સર્વ જણાએ નાના પ્રકારથી પૂજન કર્યું. અને યથાયોગ્ય આસન ઉપર બેઠા તે પૈકી શ્રીનારદજી કહેવા છે ? મહા મનોહર મૂર્તિવંત, હાથમાં વીણા ધારણ કરેલ છે, તેમ નાના રંગિત વસ્ત્ર પહેરી તારા મંડળમાં મહાશ્યામ ઘટ સ્વરૂપ શ્રીવ્યાસજી તથા દુર્વાસા વામદેવ, પુલહ, પુલસ્ત્ય, અંગીરા, ભૃગુ, અને હું (વાલ્મીક) તેમજ બીજા બ્રહ્મર્ષિ, દેવર્ષિ, રાજર્ષિ, દેવતા અને મુનિશ્વર

વગેરે સર્વ સભા મધ્ય આવી સ્થિત થયા. કોઇના મસ્તક ઉપર મોટી જટા છે, કોઇએ અમૂલ્ય મણિજડિત કનક મુકટ પેહેરલ છે, કોઇએ રૂદ્રાક્ષની માળા ધારણ કરેલ છે, કોઈએ મોતીની માળા કોઇએ કંઠમાં રત્નમાળા કોઇના હાથમાં કમંડળ, કોઇની બગલમાં મૃગછાલા, કોઇએ મહાસુંદર વસ્ત્ર પરિધાન કર્યા છે, કોઇની કેડમાં કોપીન (લંગોટીનું વસ્ત્ર) અને કોઇની કેડમાં સુવર્ણની સાંકળી શોભી રહી છે, એવા મહાન તેજસ્વી આવી તે રાજસભામાં બેઠા, તે પૈકી કોઇ રાજસી સ્વભાવના અને કોઇના સાત્વિક સ્વભાવના અને સર્વ વિદ્વાન તથા સર્વ વેદપાઠ કરનાર મહાત્માઓ આવ્યા હતા. તે પકી કોઈની સૂર્ય જેવી કાન્તિ, કોઇની ચંદ્ર જેવી કાન્તિ, કોઇની તારામંડળ જેવી કાન્તિ, અને કોઈની રત્નપ્રભા જેવી કાન્તિ, પ્રકાશિ રહી હતી, એવા મહાપુરૂષાર્થ માટે યત્ન કરનાર તે સકળ મુનિશ્વરો સહુના યોગ્યાસને બિરાજ્યા, અને મોહની મૂર્તિરૂપ નમ્ર સ્વભાવવાળા શ્રીરામચંદ્રજી સભામાં બેઠા હતા તેમની સર્વ જણાએ પૂજા કરી અને હાથ જોડી કહેવા લાગ્યા કે:-હે રામચંદ્રજી! તમને ધન્ય છે!!

(નારદજી વચન)

સર્વ સભા પ્રતે શ્રીનારદજી કહેવા લાગ્યા કે હે રઘુકુળ દશરથનંદન શ્રીરામચંદ્રજી! તમોએ મહાન્ વિવેક અને વૈરાગ્યનાં જે વચનો કહ્યાં તે સર્વને પ્રિય લાગ્યા કેમકે સર્વને કલ્યાણ કરનારાં મહાન બોધદાયકરૂપ (સ્વસ્વરૂપ પ્રકાશજ્ઞાન અત્મિક સ્થિતિવાળા) સર્વને કલ્યાણ નિમીતના માટે આપે કહ્યાં છે. હે બુદ્ધિવંત! શ્રીરામચંદ્રજી! આપ ઉદારાત્મા પ્રગટ પુર્ણ પ્રકાસી (ચૈતન્યપદને જાણનાર) પરખનાર પોતે જ છો.

કારણ કે એવા મુક્તપદ આપનાર મહાન વાકયો આપણાથી પ્રગટ થાય છે, એવા ઉજવળપાત્ર સાધુઓમાં અને અગણિત તપસ્વીઓમાં આપ સમાન કોકજ (વિરલાજ) હોય છે; જેટલા જગતમાં મનુષ્યો છે તેમાં સંસાર સમુદ્રથી પાર થવાની ઇચ્છા કરનાર (પારખજ્ઞાન પ્રકાશ આત્મપદ દર્શાવનાર) કોઇ વિરલાજ હોય; અને એજ મનુષ્ય કહેવાય! "કબીર સાહેબે કહ્યું છે કે !"

(સાખી) મનુષ્ય હોકર ન મુવા, મુવા સબ ઢાંગર ઢોર;
એક જીવ ઠોર ન લગા, ભયા સો હાથી ઘોર.

---

જે કોઈ મનુષ્યતાના લક્ષણો, દયા, ક્ષમા, સત્ય, ધિર્ય, વિચાર, વિવેક, વૈરાગ્ય, ગુરુભક્તિ એવા આઠે લક્ષણ (ગુણો) જેનામાં હોય તેજ મનુષ્ય મુક્તિપદને (પારખજ્ઞાન પરમપદ) પ્રાપ્ત કરનાર છે તે નક્કી સમજવું. એવા આત્મદર્શિ અગર ચૈતન્યદર્શિ મહાત્માઓ કોઇકજ હોય છે. નહિં તો કેટલાક હાડમાંસ અને રૂધિરના પાંચતત્વોના પુતળાને સાથે મોહાધ્યાસી બની રહેલા ભવસાગરમાં-ભટકતા ફરતા રહે છે. એવા અજ્ઞાની જીવો મહાન દુ:ખરૂપ જન્મ મરણના ફેરામા રહટમાળની પેઠે ફર્યા કરે છે. માટે હે રામચંદ્રજી ! આપને અનેકો વખત ધન્ય-વાદ આપવા અમો સર્વે સભા હાજર છે. આપનું આત્મિક-જ્ઞાન સર્વના મનને અંદર પ્રસરી ગયુ છે કેમકે પાણીના પવાલામાં સહેજ તેલનો છાંટો પડે છે અને પસરી જાય છે તેમ આપના સત્ય ન્યાય નિતી અને પ્રકાશ જ્ઞાનવાળા વચનો સર્વને અંદર પ્રસરી જાય છે. તેવા આપના ભાવિક વચનો અને જગત્ કલ્યાણકારક આપ જે તસ્તી ઉઠાવી રહ્યા છો તે કંઈ જગતજીવોના ઉપર કૃપા ઓછી નથી.

(શ્રી સત્યનામ સદ્‌ગુરુવે નમ:)

# [શ્રીયોગવસિષ્ટનું મુમુક્ષ પ્રકરણ પ્રારંભ]

## (શુકનિર્વાણ વર્ણન સર્ગ ૧ લો)

રામચંદ્રજી પ્રતે શ્રી વાલ્મિકજી બોલ્યા કે:-હે સાધુ! એ જે આપનાં વચનો છે, તે પરમ કલ્યાણ દાતા છે; એવાં વચનો સાંભળવાને પ્રિતિ ત્યારે ઉત્પન્ન થાય છે કે! જ્યારે અનેક જન્મનાં મહાન્ પુણ્યો એકઠાં થઈ આવે છે, જેમ કલ્પવૃક્ષના ફળોને મોટા પુણ્ય વડે પામે છે. તેમ પૂર્વનાં સુકૃતો એકઠાં થઈ આવે છે ત્યારે જ એવા વચનો સાંભળવા પ્રીતિ ઉત્પન્ન થાય છે; પરંતુ તે સિવાય થતી નથી। આ વચન મહાન બોધના કારણ રૂપ છે. અને તે વચનો પ્રકાશ જ્ઞાન પારખપદ પ્રાપ્ત કરનાર મોક્ષદાતાર છે.

## (વિશ્વામિત્રજી વચન)

વિશ્વામિત્રજી બોલ્યા કે:—હે રામચંદ્રજી! આપ જ્ઞાન-વાનવમાં શ્રેષ્ઠ છો. જેટલું જાણવાનું રહ્યું હતું તે તમામ (પ્રકાશ પારખનું અથવા આત્મિક જ્ઞાન) આપે જાણી લીધું છે, હવે એનાથી વિશેષ કાંઈ પણ જાણવાનું રહ્યું નથી; માત્ર તેમાં વિશ્રામ પામવા નિમિત કાંઈક માર્જન કરવાનુ છે; જેમ અશુદ્ધ આદર્શની મલિનતા દૂર કરી હોય ત્યારે સ્પષ્ટ મુખ જણાય છે. તેમજ તમને પણ કાંઈક ઉપદેશની અપેક્ષા છે હે રામચંદ્રજી! તમારા જેવા ભગવાન વ્યાસજીના પુત્ર શુકદેવજી તે મહાન બુદ્ધિવંત હતા તેઓને જે જાણવા યોગ્ય હતું તે

જાણ્યું; પરંતુ વિશ્રામ પામવાને નિમિતે તેમને પણ અપેક્ષા હતી તે વિશ્રામ પ્રાપ્ત કરી શાંતિવાન થયા.

### (શ્રી રામચંદ્રજી વચન)

તે સાંભળી શ્રી રામચંદ્રજીએ મૌન દશા છોડીને બોલ્યા કે હે ભગવાન! વિશ્વામિત્રજી પરમ મુનિશ્વર! તે શુકદેવજી કેવા બુદ્ધિવંત અને જ્ઞાનવંત હતા? તથા તેમને વિશ્રામ પામવાની કેવી અપેક્ષા હતી? તે કૃપા કરીને કહો?

### (વિશ્વામિત્રજી વચન)

વિશ્વામિત્રજી બોલ્યા કે: હે રામચંદ્રજી! અંજન પર્વત (મેસના પર્વત)ની સમાન જેનો રંગ છે એવા શ્રી વ્યાસજી ભગવાન્ કે જે સોનાના સિંહાસન ઉપર અને દશરથજી સમીપ બેઠેલા છે, તથા સુર્યના સમાન સતેજ કાંતિ પ્રકાશી રહી છે. તેમના જ પુત્ર શુકદેવજી સર્વ શાસ્ત્રના જાણનાર હતા, સત્યને સત્ય અને અસત્યને અસત્ય જાણતા હતા છતાં પણ શાંતિ રૂપ અને પરમ પદ (પ્રકાશજ્ઞાન આત્મિક સ્થિતિ) વિશ્રામપદ માટે અપેક્ષા હતી અને સંકલ્પવિકલ્પ ઉત્પન્ન થયો કે—જે મેં જાણી લીધું છે તે થવાનું જ નથી; કેમકે નથી મને કિંચિત આનંદ મળ્યો કે કંઈ પણ પ્રકાશ પારબ્રજ્ઞાન સમજાયુ નહિ. આ પ્રમાણે સંશયયુક્ત બની એક વખત શુમેરૂ પર્વતની ગુફામાં જ્યાં વેદમવ્યાસ ભગવાન્ બેઠા હતા ત્યાં શુકદેવજી ગયા અને પિતાશ્રીની નિકટ બેસી કહેવા લાગ્યા કે:—હે ભગવાન્ આ ભ્રમાત્મક સંસાર ક્યાથી ઉત્પન્ન થયેલ

છે? તથા તેથી નિવૃત્તિ શી રીતે થાય? તેમ જગતભરમાં કોઈની તે સંસારથી નિવૃત્તિ થઈ છે? કે નહિં!! તે કૃપા કરીને મને કહો!!!

હે રામચંદ્રજી! જ્યારે એ પ્રમાણે શુકદેવજીએ પ્રશ્ન કર્યો ત્યારે વિદ્વદ શિરોમણિ શ્રી વ્યાસજી તેનો ઉદ્ધાર કરવા તત્કાળ ભ્રમનાશક ઉપદેશ કરવા લાગ્યા. ત્યારે શુકદેવજીએ વિનવ્યુ કે હે ભગવાન્! જે કાંઈ આપ મને કહો છો કિંવા કહી સંભળાવ્યું છે તે વાર્તા તો પ્રથમથી જ મારા જાણવામાં જ છે; પરંતુ તે વડે મને શાંતિ પ્રાપ્ત થતી નથી

હે રામચંદ્રજી! આવા વચનો જ્યારે સુકદેવજીએ પોતાના પિતાજી સમક્ષ કહ્યા કે મને શાન્તિ થતી નથી. પછી વ્યાસ મુનિએ વિચાર કર્યો કે હજુ તેના મનમાં પિતા પુત્રની માનંદિ અંતરિક દશામાં વ્યાપી રહેલ છે. તેના કારણથી પ્રકાશ જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. જ્યારે પિતાપુત્રનો સંબંધ અંદરમાંથી ગયો નથી તેથી અન્ય કોઇ મહાત્માની પાસે મોકલવાથી તેને જરૂર શાન્ત પદની પ્રાપ્તિ થશે એમ વિચાર કરીને રાજા જનકજીની પાસે જવા કહ્યું. હે પુત્ર! તુ રાજા જનકજી પાસે જા અને તેમના સમાગમથી તારા મનનો સર્વ મોહ ભ્રમ ધોખો કલ્પના વિગેરે નાશ થશે, અને સત્ય પ્રકાશ પારખજ્ઞાન (આત્મિક જ્ઞાન) પ્રાપ્ત થઇ મુક્ત થઈ શાન્ત વિશ્રામ પદને જરૂર પામીશ

હે રામચંદ્રજી! ઉક્ત પ્રમાણે વેદ વ્યાસજીનાં વચન સાંભળી ત્યાંથી શુકદેવજીએ જનકપુર (મિથિલાપુરના) રાજા જનકજીના રાજદ્વારે ગયા અને શ્રી જનક રાજાને પોતાના આગમનની

જાણ્યું; પરંતુ વિશ્રામ પામવાને નિમિતે તેમને પણ અપેક્ષા હતી તે વિશ્રામ પ્રાપ્ત કરી શાંતિવાન થયા.

## (શ્રી રામચંદ્રજી વચન)

તે સાંભળી શ્રી રામચંદ્રજીએ મૌન દશા છોડીને બોલ્યા કે હે ભગવાન! વિશ્વામિત્રજી પરમ મુનિશ્વર! તે શુકદેવજી કેવા બુદ્ધિવંત અને જ્ઞાનવંત હતા? તથા તેમને વિશ્રામ પામવાની કેવી અપેક્ષા હતી? તે કૃપા કરીને કહો?

## (વિશ્વામિત્રજી વચન)

વિશ્વામિત્રજી બોલ્યા કે: હે રામચંદ્રજી! અંજન પર્વત (મેસના પર્વત)ની સમાન જેનો રંગ છે એવા શ્રી વ્યાસજી ભગવાન્ કે જે સોનાના સિંહાસન ઉપર અને દશરથજી સમીપ બેઠેલા છે, તથા સુર્યના સમાન સતેજ કાંતિ પ્રકાશી રહી છે તેમના જ પુત્ર શુકદેવજી સર્વ શાસ્ત્રના જાણનાર હતા, સત્યને સત્ય અને અસત્યને અસત્ય જાણતા હતા છતાં પણ શાંતિ રૂપ અને પરમ પદ (પ્રકાશજ્ઞાન આત્મિક સ્થિતિ) વિશ્રામપદ માટે અપેક્ષા હતી અને સંકલ્પવિકલ્પ ઉત્પન્ન થયો કે—જે મેં જાણી લીધું છે તે થવાનું જ નથી; કેમકે નથી મને કિંચિત આનંદ મળ્યો કે કંઈ પણ પ્રકાશ પારખજ્ઞાન સમજાયુ નહિ. આ પ્રમાણે સંશયયુક્ત બની એક વખત શુમેરૂ પર્વતની ગુફામાં જ્યાં વેદમવ્યાસ ભગવાન્ બેઠા હતા ત્યાં શુકદેવજી ગયા અને પિતાશ્રીની નિકટ બેસી કહેવા લાગ્યા. કેઃ—હે ભગવાન્ આ ભ્રમાત્મક સંસાર ક્યાથી ઉત્પન્ન થયેલ

છે? તથા તેથી નિવૃત્તિ શી રીતે થાય? તેમ જગતભરમાં કોઈની તે સંસારથી નિવૃત્તિ થઈ છે? કે નહિં!! તે કૃપા કરીને મને કહો!!!

હે રામચંદ્રજી! જ્યારે એ પ્રમાણે શુકદેવજીએ પ્રશ્ન કર્યો ત્યારે વિદ્વદ શિરોમણિ શ્રી વ્યાસજી તેનો ઉદ્ધાર કરવા તત્કાળ ભ્રમનાશક ઉપદેશ કરવા લાગ્યા. ત્યારે શુકદેવજીએ વિનવ્યુ કે હે ભગવાન્! જે કાંઈ આપ મને કહો છો કિંવા કહી સંભળાવ્યું છે તે વાર્તા તો પ્રથમથી જ મારા જાણવામાં જ છે; પરંતુ તે વડે મને શાંતિ પ્રાપ્ત થતી નથી

હે રામચંદ્રજી! આવા વચનો જ્યારે સુકદેવજીએ પોતાના પિતાજી સમક્ષ કહ્યા કે મને શાન્તિ થતી નથી. પછી વ્યાસ મુનિએ વિચાર કર્યો કે હજુ તેના મનમાં પિતા પુત્રની માનંદિ અંતરિક દશામાં વ્યાપી રહેલ છે. તેના કારણથી પ્રકાશ જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. જ્યારે પિતાપુત્રનો સંબંધ અંદરમાંથી ગયો નથી તેથી અન્ય કોઇ મહાત્માની પાસે મોકલવાથી તેને જરૂર શાન્ત પદની પ્રાપ્તિ થશે. એમ વિચાર કરીને રાજા જનકજીની પાસે જવા કહ્યું. હે પુત્ર! તુ રાજા જનકજી પાસે જા અને તેમના સમાગમથી તારા મનનો સર્વ મોહ ભ્રમ ધોખો કલ્પના વિગેરે નાશ થશે; અને સત્ય પ્રકાશ પારખજ્ઞાન (આત્મિક જ્ઞાન) પ્રાપ્ત થઇ મુક્ત થઈ શાન્ત વિશ્રામ પદને જરૂર પામીશ

હે રામચંદ્રજી! ઉક્ત પ્રમાણે વેદ વ્યાસજીનાં વચન સાંભળી ત્યાંથી શુકદેવજીએ જનકપુર (મિથિલાપુરના) રાજા જનકજીના રાજદ્વારે ગયા અને શ્રી જનક રાજાને પોતાના આગમનની

જાણ્યું; પરંતુ વિશ્રામ પામવાને નિમિતે તેમને પણ અપેક્ષા હતી તે વિશ્રામ પ્રાપ્ત કરી શાંતિવાન થયા.

## (શ્રી રામચંદ્રજી વચન)

તે સાંભળી શ્રી રામચંદ્રજીએ મૌન દશા છોડીને બોલ્યા કે હે ભગવાન! વિશ્વામિત્રજી પરમ મુનિશ્વર! તે શુકદેવજી કેવા બુદ્ધિવંત અને જ્ઞાનવંત હતા? તથા તેમને વિશ્રામ પામવાની કેવી અપેક્ષા હતી? તે કૃપા કરીને કહો?

## (વિશ્વામિત્રજી વચન)

વિશ્વામિત્રજી બોલ્યા કે: હે રામચંદ્રજી! અંજન પર્વત (મેસના પર્વત)ની સમાન જેનો રંગ છે એવા શ્રી વ્યાસજી ભગવાન્ કે જે સોનાના સિંહાસન ઉપર અને દશરથજી સમીપ બેઠેલા છે, તથા સુર્યના સમાન સતેજ કાંતિ પ્રકાશી રહી છે. તેમના જ પુત્ર શુકદેવજી સર્વ શાસ્ત્રના જાણનાર હતા, સત્યને સત્ય અને અસત્યને અસત્ય જાણતા હતા છતાં પણ શાંતિ રૂપ અને પરમ પદ (પ્રકાશજ્ઞાન આત્મિક સ્થિતિ) વિશ્રામપદ માટે અપેક્ષા હતી અને સંકલ્પવિકલ્પ ઉત્પન્ન થયો કે.—જે મેં જાણી લીધું છે તે થવાનું જ નથી; કેમકે નથી મને કિંચિત આનંદ મળ્યો કે કંઈ પણ પ્રકાશ પારખજ્ઞાન સમજાયુ નહિ. આ પ્રમાણે સંશયયુક્ત બની એક વખત શુમેરૂ પર્વતની ગુફામાં જ્યાં વેદમવ્યાસ ભગવાન્ બેઠા હતા ત્યાં શુકદેવજી ગયા અને પિતાશ્રીની નિકટ બેસી કહેવા લાગ્યા કેઃ—હે ભગવાન્ આ ભ્રમાત્મક સંસાર ક્યાથી ઉત્પન્ન થયેલ

છે? તથા તેથી નિવૃત્તિ શી રીતે થાય? તેમ જગતભરમાં કોઈની તે સંસારથી નિવૃત્તિ થઈ છે? કે નહિં!! તે કૃપા કરીને મને કહો!!!

હે રામચંદ્રજી! જ્યારે એ પ્રમાણે શુકદેવજીએ પ્રશ્ન કર્યો ત્યારે વિદ્વદ શિરોમણિ શ્રી વ્યાસજી તેના ઉદ્ધાર કરવા તત્કાળ ભ્રમનાશક ઉપદેશ કરવા લાગ્યા. ત્યારે શુકદેવજીએ વિનવ્યુ કે હે ભગવાન્! જે કાંઈ આપ મને કહો છો કિંવા કહી સંભળાવ્યું છે તે વાર્તા તો પ્રથમથી જ મારા જાણવામાં જ છે; પરંતુ તે વડે મને શાંતિ પ્રાપ્ત થતી નથી

હે રામચંદ્રજી! આવા વચનો જ્યારે સુકદેવજીએ પોતાના પિતાજી સમક્ષ કહ્યા કે મને શાન્તિ થતી નથી. પછી વ્યાસ મુનિએ વિચાર કર્યો કે હજુ તેના મનમાં પિતા પુત્રની માનંદિ અંતરિક દશામાં વ્યાપી રહેલ છે. તેના કારણથી પ્રકાશ જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. જ્યારે પિતાપુત્રનો સંબંધ અંદરમાંથી ગયો નથી તેથી અન્ય કોઇ મહાત્માની પાસે મોકલવાથી તેને જરૂર શાન્ત પદની પ્રાપ્તિ થશે એમ વિચાર કરીને રાજા જનકજીની પાસે જવા કહ્યું હે પુત્ર! તુ રાજા જનકજી પાસે જા અને તેમના સમાગમથી તારા મનનો સર્વ મોહ ભ્રમ ધોખો કલ્પના વિગેરે નાશ થશે; અને સત્ય પ્રકાશ પારખજ્ઞાન (આત્મિક જ્ઞાન) પ્રાપ્ત થઇ મુક્ત થઈ શાન્ત વિશ્રામ પદને જરૂર પામીશ

હે રામચંદ્રજી! ઉક્ત પ્રમાણે વેદ વ્યાસજીનાં વચન સાંભળી ત્યાંથી શુકદેવજીએ જનકપુર (મિથિલાપુરના) રાજા જનકજીના રાજદ્વારે ગયા અને શ્રી જનક રાજાને પોતાના આગમનની

જાણ્યું; પરંતુ વિશ્રામ પામવાને નિમિતે તેમને પણ અપેક્ષા હતી તે વિશ્રામ પ્રાપ્ત કરી શાંતિવાન થયા.

## (શ્રી રામચંદ્રજી વચન)

તે સાંભળી શ્રી રામચંદ્રજીએ મૌન દશા છાડીને બોલ્યા કે હે ભગવાન! વિશ્વામિત્રજી પરમ મુનિશ્વર! તે શુકદેવજી કેવા બુદ્ધિવંત અને જ્ઞાનવંત હતા? તથા તેમને વિશ્રામ પામવાની કેવી અપેક્ષા હતી? તે કૃપા કરીને કહો?

## (વિશ્વામિત્રજી વચન)

વિશ્વામિત્રજી બોલ્યા કે: હે રામચંદ્રજી! અંજન પર્વત (મેસના પર્વત)ની સમાન જેનો રંગ છે એવા શ્રી વ્યાસજી ભગવાન્ કે જે સોનાના સિંહાસન ઉપર અને દશરથજી સમીપ બેઠેલા છે, તથા સુર્યના સમાન સતેજ કાંતિ પ્રકાશી રહી છે. તેમના જ પુત્ર શુકદેવજી સર્વ શાસ્ત્રના જાણનાર હતા, સત્યને સત્ય અને અસત્યને અસત્ય જાણતા હતા છતાં પણ શાંતિ રૂપ અને પરમ પદ (પ્રકાશજ્ઞાન આત્મિક સ્થિતિ) વિશ્રામપદ માટે અપેક્ષા હતી અને સંકલ્પવિકલ્પ ઉત્પન્ન થયો કે.—જે મેં જાણી લીધું છે તે થવાનું જ નથી; કેમકે નથી મને કિંચિત આનંદ મળ્યો કે કંઈ પણ પ્રકાશ પારખજ્ઞાન સમજાયુ નહિ. આ પ્રમાણે સંશયયુક્ત બની એક વખત શુમેરૂ પર્વતની ગુફામાં જ્યાં વેદવ્યાસ ભગવાન્ બેઠા હતા ત્યાં શુકદેવજી ગયા અને પિતાશ્રીની નિકટ બેસી કહેવા લાગ્યા કેઃ—હે ભગવાન્ આ ભ્રમાત્મક સંસાર ક્યાથી ઉત્પન્ન થયેલ

છે? તથા તેથી નિવૃત્તિ શી રીતે થાય? તેમ જગતભરમાં કોઈની તે સંસારથી નિવૃત્તિ થઈ છે? કે નહિં!! તે કૃપા કરીને મને કહો!!!

હે રામચંદ્રજી! જ્યારે એ પ્રમાણે શુકદેવજીએ પ્રશ્ન કર્યો ત્યારે વિદ્વદ શિરોમણિ શ્રી વ્યાસજી તેનો ઉદ્ધાર કરવા તત્કાળ ભ્રમનાશક ઉપદેશ કરવા લાગ્યા. ત્યારે શુકદેવજીએ વિનવ્યુ કે હે ભગવાન્! જે કાંઈ આપ મને કહો છો કિંવા કહી સંભળાવ્યું છે તે વાર્તા તો પ્રથમથી જ મારા જાણવામાં જ છે; પરંતુ તે વડે મને શાંતિ પ્રાપ્ત થતી નથી

હે રામચંદ્રજી! આવા વચનો જ્યારે સુકદેવજીએ પોતાના પિતાજી સમક્ષ કહ્યા કે મને શાન્તિ થતી નથી. પછી વ્યાસ મુનિએ વિચાર કર્યો કે હજુ તેના મનમાં પિતા પુત્રની માનંદિ અંતરિક દશામાં વ્યાપી રહેલ છે. તેના કારણથી પ્રકાશ જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. જ્યારે પિતાપુત્રનો સંબંધ અંદરમાંથી ગયો નથી તેથી અન્ય કોઇ મહાત્માની પાસે મોકલવાથી તેને જરૂર શાન્ત પદની પ્રાપ્તિ થશે એમ વિચાર કરીને રાજા જનકજીની પાસે જવા કહ્યું. હે પુત્ર! તુ રાજા જનકજી પાસે જા અને તેમના સમાગમથી તારા મનનો સર્વ મોહ ભ્રમ ધોખો કલ્પના વિગેરે નાશ થશે; અને સત્ય પ્રકાશ પારખજ્ઞાન (આત્મિક જ્ઞાન) પ્રાપ્ત થઇ મુક્ત થઈ શાન્ત વિશ્રામ પદને જરૂર પામીશ

હે રામચંદ્રજી! ઉક્ત પ્રમાણે વેદ વ્યાસજીનાં વચન સાંભળી ત્યાંથી શુકદેવજીએ જનકપુર (મિથિલાપુરના) રાજા જનકજીના રાજદ્વારે ગયા અને શ્રી જનક રાજાને પોતાના આગમનની

ખબર આપી. સમાચાર સાંભળીને રાજા જનકજીએ જીજ્ઞાસુ છે એમ જાણી દ્વારપાલને કહ્યું કે કહો કેઃ-હમણાં જરાક વાર ઉભા રહો રાજા જનકજીના હુકમ પ્રમાણે દ્વારપાલે આવી શુકદેવજીને કહ્યું, તેથી સાત દિવસ અખંડ અહોરાત્રિ પર્યંત શુકદેવજી ઉભા રહ્યા. રાજા જનકજીને તેમ કરવાનું કારણ એ હતુ કે, જીજ્ઞાસુ પુરૂષ અહિં આવેલ છે, પરંતુ ગુરુ ભક્ત દૃઢાગ્રહી છે કે નહીં? તેની પરિક્ષા માટે તેમ કર્યું હતુ પણ જ્યારે જનકજીએ દ્વારપાલ પ્રત્યે પૂછાવ્યું કે તે શુકદેવજી ઉભા રહ્યા છે કે જતા રહ્યા? ત્યારે દ્વારપાલ વિનવ્યુ કે, હજી તો તેઓ તેજ જગ્યાએ ઉભા છે, તે સાંભળી જનકજીએ કહ્યું કે ત્યાંથી અંદર દરવાજા આગળ તેમને લાવી ઉભા રાખો. દ્વારપાળે તેજ પ્રમાણે શુકદેવજીને કહી સંભળાવ્યું, અને સુકદેવજી પણ તે આજ્ઞા પ્રમાણે જ અંદરના દરવાજા આગળ ઉભા રહ્યા જ્યારે પુનઃ સાત દિવસ ત્યાં ઉભા રહ્યા એવી રીતે શુકદેવજીએ આજ્ઞા પ્રમાણે વ્રતમાન કરવાથી શ્રી જનકજીએ તેમને અંતઃપુરમાં લેઇ જવાની આજ્ઞા કરી કહ્યું કેઃ- તેમને વિવિધ પ્રકારના ભોગ ભોગવરાવો. તદનંતર શુકદેવજીને અંતઃપુરમાં લેઈ ગયા ત્યાં પણ સ્ત્રીઓના હાવભાવ હાસ્ય વિલાસ ભોગના રમણિક રંગ નજરે પડતાં છતાં પણ નિર્લેપ પણે સાત દિવસ મૂર્તિવંત ઉભા રહ્યા પુનઃ જનકજીએ અંતઃપુરના પરિચારકોને બોલાવી પૂછયું કે શુકદેવજીની શી દશા છે? અને આગળ કેવી દશા હતી? અર્થાત્ મારા તરફથી થયેલા અપમાન વખતે અપ્રસન્ન (ઉદાશ) કિંવા અંતઃપુરના આનંદ રંગથી પ્રસન્ન મુખમુદ્રા છે કે કેમ? તે સાંભળી

પરિચારકોએ જણાવ્યું કે મહારાજ। પહેલા પામેલા અનાદર વડે નથી તો શોકને પ્રાપ્ત થયા, અને અંતપુરના આનંદરંગ નિહાળી પ્રસન્ન પણ નથી થયા। તેમનું ઇષ્ટ (વ્હાલી વસ્તુ) અને અનિષ્ટ (અળખામણી વસ્તુ)માં સમાન ચિત્ત છે.

જનકજીએ પરિચારકોનું બોલવું સાંભળી કહ્યુ કે–શુકદેવજીને અહિંઆં બોલાવી લાવો તદનતર તે પરિચારકોએ શુકદેવજીને જનકજી હુજુર બોલાવી લાવ્યા ત્યારે જનકજી સિંહાસન પરથી ઉતરી શુકદેવજીને અભિનંદન કર્યા પછી યોગ્યાસને બેસાડયા

(જનકજીઉવાચ)

હે મહામુનિશ્વર આપનું આગમન શા કારણને લઇને થયું છે? અને આપને શી વસ્તુની ઇચ્છા છે? તે કહો એટલે તે વસ્તુની પ્રાપ્તિ કરી આપું

(શુકદેવજી વચન)

હે ગુરુ! આ સંસારનો આડંબર શી રીતે ઉત્પન્ન થયો છે તથા શી રીતે શાન્ત થશે? તે આપ મને કૃપા કરીને સમજાવો

વિશ્વામિત્રજીએ કહ્યુ કે—હે રામચંદ્રજી! જ્યારે શુકદેવજીએ આ પ્રમાણે પ્રશ્ન કર્યો ત્યાં જનકજીએ શાસ્ત્રની સમ્મતી સહ જે પ્રમાણે વ્યાસજીએ ઉપદેશ કહી સંભળાવ્યો હતો તે જ પ્રમાણે જનક રાજાએ પણ કહી સંભળાવ્યો, તે સાંભળી શુકદેવજી બોલ્યા કે હે ભગવાન! જે કાંઇ આપે મને ઉપદેશ કહી સંભળાવ્યો તેજ ઉપદેશ મારા પિતાએ સંભળાવ્યો હતો, અને તેજ પ્રમાણે શાસ્ત્રો પણ કહે છે;

તેમજ વિચાર વડે કરીને હું પણ એમ સમજુ છું, કે સંસાર પોતાના ચિત્તમાંથી જ ઉત્પન્ન થાય છે અને ચિત્તનો નિર્વેદ થયે ભ્રમની નિવૃત્ત થાય છે, ? પરંતુ મને વિશ્રામ પ્રાપ્ત થતો નથી.

આવી રીતે શુકદેવજીના વચન સાંભળીને જનક રાજાએ કહ્યું કે–હે મુનિશ્વર ! જે કાંઈ મેં તમને કહી સંભળાવ્યું છે, તથા જે તમે જાણો છો તેથી વિશ્રામ પામવાનો અન્ય ઉપાય કાંઇ છે, તથા એમ જાણવુ નહીં તેમજ કહેવુ પણ નહીં, આ સંસાર ચિત્તના સંવેદન વડે થયેલ છે અને જ્યારે ચિત્ત સ્ફુરાયમાનથી રહિત થાય છે અર્થાત્ ભોગ પદાર્થોમાંથી વિરક્ત ભાવ પામે છે ત્યારે ભ્રમ નિવૃત થઇ જાય છે તથા આત્મતત્ત્વ નિત્ય શુદ્ધ અને પરમાત્મ સ્વરુપ છે. કેવળ ચૈતન્ય છે, પારખ પ્રકાશી છે, અસલ અને અનાદિ નિત્ય અમ્મરપદ ચૈતન્ય સ્થિતિવાળો તથા મુક્તિ સ્વરૂપ છે, અસલીયાતપણે નિર્વિકારી છે, નિર્ભય છે. જ્યારે તમો પારખ પ્રકાશ જ્ઞાનનો અભ્યાસ કરશો ત્યારે તમો પરમ વિશ્રામ પદ પહોંચ છો, (અમ્મર આત્મસ્થિતિ જે ચેતન્ય સ્થિતિ) થઈ અને બહારની જ્યારે દશ્ય વસ્તુઓનો તમોને મોહ નથી તેથી તમો પૂર્ણ ઉદારાત્મા છો, હે મુનિશ્વર। તમો વેદવ્યાસજીથી પણ મને અધિક જ્ઞાનવાન સમજી મારી પાસે આવ્યા છો; પરંતુ મારાથી પણ તમો અધિક જ્ઞાનવાન છો સાથી કે મારી ચેષ્ટા બહારથી નજરે પડે છે, પણ તમારી ચેષ્ટા બહારથી બિલકુલ દૃષ્ટિએ પડતી નથી તેમ અંતરથી મારા પણું એમ પણ ઇચ્છા નથી.

(વિશ્વામિત્રજી વચન)

હે રામચંદ્રજી ! જ્યારે આ પ્રમાણે રાજા જનકજીએ

કહ્યું-ત્યારે શુકદેવજી નિ:સંગ (સંગ રહિત) નિ પ્રયત્ન (પ્રયત્ન રહિત) અને નિર્ભય થઇ ચાલતા થયા. સુમેરુ પર્વતની ગુફામાં જઇ સંકલ્પ વિકલ્પ રહિત દશહજાર વર્ષ સમાધિ લગાવી (પ્રત્યક્ષ ચૈતન્ય પ્રકાશજ્ઞાન પારખમાં) પરમઆત્મા બની ધ્યાન લગાવી અચળ થયા અને કાળલેપ થયે (શરીરની અવધ પુરી થયે) નિર્વાન પદને પામ્યા (પરમ પ્રકાશ ચૈતન્ય પદને પામ્યા) જેમ તેલ વિના દિપક નિર્વાણગત થાય છે તેમ સર્વ દુ:ખથી મુક્ત થયા, જેમ સૂર્યનો પ્રકાશ સંધ્યાકાળે સુર્યની સમીપ લીન થાય છે, તેમ કલ્પના રૂપ કલંકનો ત્યાગ કરી અસલીયાતપણામાં ચૈતન્ય પ્રકાશમાં પરમ પદને પામ્યા મુક્ત થયા, સમાધિ નામ પોતાના પાંચો વિષયને રોકવા દશો ઇન્દ્રિઓને પોતાના વશમાં લેવી તે

## (સર્ગ ૨ જો વિશ્વામિત્રોપદેશ વર્ણન)

વિશ્વામિત્રજી બોલ્યા કે હે દશરથ રાજા! જેમ શુકદેવજી શુદ્ધ બુદ્ધિવાળા હતા તેમ રામચંદ્રજી પણ શુદ્ધ બુદ્ધિ વાળા છે, જેમ તેમને શક્તિને માટે કાંઇક સત્સંગની જરૂરિયાત હતી, તેમ રામચંદ્રજીને પણ સત્સંગની જરૂર છે, સાથી જે દુ:ખદાયક જે આવરણ કરનાર ભોગ છે તે ભોગની ઇચ્છા તો રામચંદ્રજીએ ત્યાગી દોધી છે, તેમ જે જાણવા યોગ્ય તે પણ જાણી લીધું છે; (પારખી લીધું છે) હે સાધો! જ્ઞાનવાન જે વિષયભોગનો ત્યાગ કરે છે તે કોઇ ફળ મેળવવાની ઇચ્છાથી કરતો નથી; પરંતુ સ્વાભાવિક પણે જ જ્ઞાનવાનની વિષયવાસના જતી રહે છે; જેમ સુર્યના ઉદયથી અંધકારનો

સ્વાભાવિક પણે જ અભાવ અચ્યત થઇ જાય તેમ શ્રી રામચંદ્રજીને પણ ભોગ પદાર્થની ઇચ્છા રહિ નથી હવે તો ફક્ત વિશ્રામની જ ઇચ્છા રાખે છે, માટે પોતાનો પ્રકાશ ચૈતન્ય સ્થિતિ થવાથી પારખજ્ઞાન પામીને મુક્ત થશે વિશ્રાન્તિ પામશે કારણ કે મહાન મુનેશ્વર શ્રી વસિષ્ટજી તેમના ગુરુ છે તેમની યુકિત વડે કરીને પરમ શાન્તિ પ્રાપ્ત થશે.

(વાલ્મિકજી વચન)

હે રાજરૂષિ ! એ પ્રમાણે જ્યારે વિશ્વમિત્રજીએ વસિષ્ટ મુનિને આજ્ઞા કરી કહ્યું કે શ્રી રામચંદ્રજીપરમ અધિકારી છે. માટે તેમને પરમપદ (મોક્ષપદ જે અસલ આત્મિકસ્થિતિ) પામવા માટે સત્યોપદેશ કરો જેથી રામચંદ્રજી પરમ પદને પામી શકે ? પારખ જ્ઞાન સ્વસ્વરૂપ પ્રાપ્ત કરે.

(સર્ગ ૩ જો અસંખ્ય સૃષ્ટિ પ્રતિપાદન વર્ણન)

શ્રી વસિષ્ટજી બોલ્યા કે હે રામચંદ્રજી ! શ્રી બ્રહ્માજીએ જગત્ જીવોને કલ્યાણ નિમિતે જે કાઇ ઉપદેશ મને કર્યો છે, તે મને સાંગોપાંગ (ભલી રીતે પૂર્ણપણે) યાદ છે માટે હવે તે ઉપદેશ તમને સંભળાવું છું. આ પ્રમાણે કુળગુરુ શ્રી વસિષ્ટજીનાં વાકયો સાંભળી રામચંદ્રજી કહેવા લાગ્યા.

(રામચંદ્રજી વચન)

હે ભગવાન ! મને પ્રશ્ન કરવાનો સમય મળ્યો છે, માટે મને ઉત્પન્ન થયેલ શંકાનું સમાધાન કરવા કૃપા કરશો

શંકા

હે ભગવાન ! આપે કહ્યુ કે શુકદેવજી વિદેહ મુક્ત થઇ

ગયા ! તો તે વાકયથી મને એક શકા ઉત્પન્ન થાય છે કે તેમના પિતાજીશ્રી વ્યાસજી સર્વજ્ઞ હતા છતાં તે વિદેહ મુક્ત કેમ ન થયા ?

આ પ્રમાણે રામચંદ્રજીનો પ્રશ્ન સાંભળીને શ્રી વસિષ્ટજી બોલ્યા કેઃ–હે રામચંદ્રજી ! જેમ સુર્યના કિરણોથી ત્રસરેણુ જાળીબારીયાંમાં જે સુર્યના કિરણો પડવાથી સુક્ષ્મ રજકણો ઉડે છે તે) ઉડતાં દેખાય છે, તેની સંખ્યા (ગણત્રી) કાંઇ થઇ શકતી નથી તેમજ મહાન્ ઉત્કૃષ્ટ સૂર્યના સંવેદન રૂપી કિરણોમાં ત્રિલોકીરૂપી ત્રસરેણુ છે તે અસંખ્ય છે, તથા તે અનંત નવીન ઉત્પન્ન થઈને વિલય પણ થઇ જાય છે અને અનંત ત્રિલોકી સમુદ્રમાં થશે તેની કાંઇ સંખ્યા નથી, કારણ કે અનંતો પ્રકાશરૂપ ચૈતન્ય સુર્ય છે, એ ચૈતન્યને પરણનાર કોઇક જ હોય છે તે ચૈતન્ય મહાન સુર્યવતથી પણ મોટો છે મહાન્ પ્રકાશમાન કે જે ચૈતન્ય વડે જ મહાન ભવસાગર પ્રગટ થયો છે, પણ એ ચૈતન્યને પરખ્યા વગર કોઇ જીવો મુક્ત થતા જ નથી તે નક્કી સમજવું "ચૈતન્ય પ્રકાશનો (પ્રત્યક્ષ પ્રમાણ")

અજર અખંડરૂપી પરમ પ્રકાશી દેખો, સુર્યસે ઉજાશી લેખો<br>અતિહી સોહાયો હે,<br>બ્રહ્મ જગ ભ્રમ મિટે, ઝાંઈ સાંધ્યકાળ નાશે; સંશય સબ<br>ચૂર કરી ધૂળસે ઉડાયો હે<br>વેદહુ પ્રમાણ ઓર બાનિનકે મત જેતે, ઓરહુ સિદ્ધાન્ત<br>સોતો સર્વસે દેખાયો હે

સર્વહુકો જાણે સોતો, સર્વહુસે ન્યારો રહે, સોઇ ગુરૂરૂપ નિજ પારખ લખાયો હે.

---

ભાવાર્થ—એ છે કે એ-ચૈતન્ય વસ્તુ પરમ પ્રકાશમાન છે. સર્વ મતનો સત્યમત જેમ સર્વને જાણનાર સર્વથી ન્યારો હોય છે તેમ એ ચૈતન્ય સર્વને જોવાવાળો પાંચતત્વો અને તે તત્વોવડે બનેલી સૃષ્ટિરૂપી દેહાદિ વિગેરેને પણ બનાવનાર અને જોનાર (પરખનાર) એ ચૈતન્યજ છે.

વસિષ્ટજી બોલ્યા કે—હે રામચદ્રજી! અનંત કોટી ત્રિલોકીરૂપી ત્રણ કેટલા ઉત્પન્ન થયા છે. તથા કેટલા ઉપજીને લય પામે છે, કેટલાક થાય છે અને કેટલા થશે, પણ તેની કંઈ શંખ્યા કશી કરવામાં આવી નથી, કેમકે અસંખ્ય ચૈતન્યો (જીવો) અને એકએકની પ્રત્યે પોતપોતાની આપણી સૃષ્ટિ બનાવે છે વિવિધ પ્રકારની વાસનાના અનુસારે પોત-પોતાની સૃષ્ટિની (દેહરૂપી) રચનાઓ કરે છે. અને વાસનાનો લય થાય છે, ત્યારે તે સૃષ્ટિઓ રૂપી દેહોનો પ્રલય થાય છે. પરંતુ પારખ જ્ઞાનના પ્રકાશ સિવાય બધા જીવો વારમ્વાર ભવસાગરરૂપી કુપમાં રહટમાળની પેઠે આવે છે અને જાય છે, પરંતુ જેને પારખનિષ્ટ સતગુરૂ જ્યારે મળે છે ત્યારે તેને પોતાની સ્થિતિ પરખાવે છે, અને જડ અને ચતન્યની જે ગ્રંથી પડી ગયેલી તે ગ્રંથીનો નાશ કરાવી મુક્ત કરાવે છે. સ્વપ્નવત સૃષ્ટિનો ભ્રમ ભગાવી દેવે છે કારણ કે અજ્ઞાનવડેજ સૃષ્ટિનો અમલ કરી રહ્યો છે, જ્યારે પ્રકાશ જ્ઞાન થયુ એટલે સર્વ જડ વસ્તુ પરખાણી એટલે તુરત જડત્વભાવ છૂટી જવાથી

ફક્ત પોતાના ચૈતન્યપણામાં જ રહેવા લાગ્યો. તેનુ નામ મુમુક્ષ ( મોક્ષ ) સ્વસ્વરૂપ અસલ સ્થિતિ શમજવી.

હે રામચદ્રજી ! જે પુરૂષ આત્મસત્તામાં જાગ્રત છે, તેને દ્વૈત ભ્રમ ભાસતો નથી, તે આત્મદર્શિ સદા શાંતાત્મા પ્રકાશ પરમપદ પ્રાપ્ત સત્યસ્વરૂપજ છે, અને સર્વ કલ્પનાથી રહિત છે, એવા જીવનમુક્ત ( પારખ પ્રકાશ જ્ઞાનવાળા ) પુરૂષોને કોઈ ચલાયમાન કરી શકતુ નથી, એવા જે વેદવ્યાસજી છે તેમને જીવનમુક્ત અગર વિદેહમુક્તિની કશી કળના (કલ્પના) નથી કેમકે સદૈવ અદ્વૈત સ્વરૂપ છે !

હે રામચંદ્રજી ! જીવનમુક્તને સર્વ સર્વાત્મા પૂર્ણ ભાસે છે, અને સ્વસ્વરૂપ ભાસે છે, સ્વરૂપસાર શાંતિરૂપ અમૃતે (પારખજ્ઞાન) કરીને પૂર્ણ છે, અને નિર્વાણ સ્થાનમાં સ્થિત છે.

( સર્ગ ૪ થો પુરૂષાર્થોપક્રમ વર્ણન )

પુન વસિષ્ટજી બોલ્યા કે:—હે રામચંદ્રજી ! જીવન મુક્ત અને વિદેહમુક્તમાં કશો પણ અંતર નથી, જેમ સ્થિર પાણી છે, તે પણ પાણીજ છે, અને તરગો ઉછળે છે તે પણ પાણીજ છે. માત્ર બોલવામાંજ કિંચિત્ ફરક જણાય છે; તેમજ જીવન્મુક્ત અને વિદેહ મુક્તમાં કશો ભેદ નથી માત્ર બોલવામાં જ ફેર છે.

હે રામચંદ્રજી ! પોતાના પુરૂપાર્થવડે બ્રહ્માજીના પદને પ્રાપ્ત કરે છે. તેથી વિચારી જુવો કે જેને જે સિદ્ધિ પ્રાપ્ત કરી છે, તે પોતાના પુરૂષાર્થવડે કરીનેજ ચતન્ય સ્થિતિના બળવડે તમામ પુરૂષાર્થ કરી મોક્ષપદને પ્રાપ્ત કરે છે.

હે રામચંદ્રજી ! ચૈતન્ય પ્રકાશના બળ વડે જે વારે લ
કરી શકે છે.

## (સર્ગ ૫ મો પુરૂષાર્થ વર્ણન)

વસિષ્ટજી બોલ્યા કે.—જે પુરૂષ સત્ય શાસ્ત્રાનુસાર (કલ્પ
નારહિત પારખ જ્ઞાન અસલ ચૈતન્ય પ્રકાશ જ્ઞાનાનુસાર
પુરૂષાર્થ કરતો નથી તે મહાન દુ ખને પ્રાપ્ત કરે છે તે કદાપિ
સુખ પામતો નથી.

હે રામચંદ્રજી ! જે જીવ સતસંગ કરે છે, (સત્ય જ
નિતી નિયમે જે દયા, વિવેક, ક્ષમા, સત્ય. વિર્ય, વિચાર
વૈરાગ્ય, અને ગુરૂ ભક્તિ એવા આઠે ગુણો જેનામાં હોય છે
તેજ મોક્ષનો અધિકારી સમજવો.

હે રામચંદ્રજી ! જે મનુષ્ય પોતાનું પુરૂષાર્થ છોડીને
અન્ય દેવની આશાએ રહે કે મારૂ કાર્ય દેવતાઓ કરી જશે.
(ભાગ્યમાં લખ્યુ હશે તેમ થશે) એમ કહેનાર મુર્ખ છે
કારણ કે પોતાનું પુરૂષાર્થ ત્યજી દઇ બીજા દેવની કલ્પના
કરી પર આશાએ બેશી રહે તેને કદી પણ સુખની પ્રાપ્તિ
થાય નહીં, જે લોકો એમ કહે છે કે હમારૂ કાર્ય દૈવકર છે
તેમ આશાએ રહેનાર અને અધર દેવની કલ્પના કરનાર
મનુષ્ય નથી પણ ગર્દભ છે, માટે હે રામચંદ્રજી ! એવા ગર્દ
ભનો કદિ પણ સંગ કરવો નહીં; કારણ કે પુરૂષનું એ કર્તવ્ય
છે કે સત્યપુરૂષાર્થ (સત્યસંગ) કરવો અને સારા ગુણોને પ્રાપ્ત
કરવા અને વિપરીત દોષો કામ, ક્રોધ, મોહ, લોભ, મદ એવા
અવગુણોનો નાશ કરવો, તેમ સ્ત્રી, પુત્ર, બાંધવ, ધનાદિકમાં

મગ્ન થઇ રહેવું નહિં. પણ એઓથી–વીરક્ત બની એવું દાંતની સાથે દાંત ઘસી ( ભૂખ તરશ વેઠી ) ને પણ સ સાર સમુદ્રને પાર થવાનો યત્ન ( પુરૂષાર્થ ) કરવો જેમ કેશરીસિંહ બળ કરી પાંજરામાંથી નિકળી જાય છે તેમ સંસાર વૈભવને બધન જાણીને તે બંધનથી મુક્ત થવુ એજ પુરૂષાર્થ છે અને પુરૂષાર્થ ચૈતન્યવડે જ થાય છે માટે ચૈતન્ય એ મહાન વસ્તુ જગત્માં નિત્ય છે તે સિવાય તમામ વસ્તુઓ અનિત્ય નાશ માન છે.

હે રામચંદ્રજી ! પોતાના પુરૂષાર્થ વિના પરમપદની પ્રાપ્તિ થતી નથી, જેમ અનાદિથી અસલ સ્થિતિ ચૈતન્ય પદ છે. તેને પારખજ્ઞાન વિના–વિસરી ગયુ છે, જો સંત પારખનિષ્ઠ મહાત્મા મળે અને સત્સંગ તેમનાથી કર્યો હોય અને દિન ગરીબાઈ વ્રતિને લઇ મહાનપુરૂષોના વચનો જે કલ્પનારહિત નિર્બંધનરૂપ વાક્યોને પોતાના હૃદયમાં પરોવે તોજ સત્યપુરૂ-ષાર્થ કર્યું કહેવાય જે મુમુક્ષ બનીને બેઠો હોય પરંતુ સત્ય-પુરૂષાર્થ કરતો નથી તેનો અવતાર વૃથાજ છે, જેમ અમૃતનું પાન કર્યા શિવાય કાંઈ પાસે બેઠેલ હોય, પરંતુ તે અમૃતપાન કર્યા શિવાય કાંઈ પાસે બેઠાથી અમર થવાતુ નથી, તેમજ અભ્યાસ કર્યા શિવાય અમર થતો નથી, માટે સત્યશાસ્ત્રોનો અભ્યાસ કરો તમોને કહેવાનુ તાત્પર્ય એ છે કે સત્સંગ સાધુ (પુરૂષોનો સંગ) હમેશા કરતા રહો, તેથી તમોને સંતપારખ નિષ્ઠની ભેટ થઈ શકે છે.

વાલ્મિકજી બોલ્યા કેઃ—આ પ્રમાણે શ્રીવસિષ્ટજી રામ-ચંદ્રજીને કહી રહ્યા હતા.

## ( સર્ગ ૬ ઠો પરમપુરૂષાર્થ વર્ણન )

વસિષ્ટજી બોલ્યા કે હે રામચંદ્રજી ! જુઠાદેવને ત્યજી દઇ તમે પોતાના પુરૂષાર્થને અંગીકાર કરો તથા સંતજન અને સતશાસ્ત્રના વાકયો કિંવા યુક્તિ સાથ યત્નો કરી આત્મપદ (આત્મજ્ઞાનનો અભ્યાસ કરી પારબ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત કરવુ એતું નામ પુરૂષાર્થ છે જેમ પ્રકાશવડે પદાર્થનું જ્ઞાન થાય છે તેમ પુરૂષાર્થવડે આત્મપદની પ્રાપ્તિ થાય છે જે પોતાનુ પુરૂષાર્થ છોડીને અન્યદેવની ચાહના કરે છે તે મહાન દુખને પ્રાપ્ત થાય છે.

## ( સર્ગ ૭ મો પુરૂષાર્થ પ્રાધાન્ય સમર્થન વર્ણન )

શ્રી વસિષ્ટજી બોલ્યા કે.–હે રામચંદ્રજી ! અન્ય પુરૂષાર્થ કરવાથી દેહીક, દૈવીક, અને ભૌતીક એ ત્રણ તાપરૂપી દુ.ખો ભોગવે છે. અને સત્ય આત્મસ્થિતિરૂપી (પારબ્રપ્રકાશ) જ્ઞાન પ્રાપ્ત કરવું તે પુરૂષાર્થ તે શ્રેષ્ટ પુરૂષાર્થ છે, અને તે મુક્તપદને માટેજ છે.

હે રામચંદ્રજી ! શુદ્ધ ચૈતન્ય જે છે તેતો પોતે જાતે છે. અને વાસ્તવિક સ્વરૂપે છે. અને એ જીવ જે ઉત્તમ પ્રકારની વાંચ્છના કરે છે અને તે માટે દ્રઢ પુરૂષાર્થ કરે છે તો જરૂર તે વાંચ્છના પૂર્ણ થાય છે; માટે દૈવનો ભરોંસો ત્યજી દઈ સંત અને સત્ સાસ્ત્રોના (સત્યપુરૂષો મહાત્માઓના અમૂલ્ય વચનો ) વચનાનુસાર યત્ન કરે છે તે જરૂર મુક્ત થાય છે, અક્ષયપદને પામે છે.

## ( સર્ગ ૮ મો દૈવ નિરાકરણ વર્ણન )

હે રામચંદ્રજી ! આજે દૈવ શબ્દ છે તે મૂર્ખાઓએ

કલ્પેલો છે. કારણ કે અન્ય દૈવ કોઈ નથી. શ્રીવિશ્વામિત્રજી મુનિએ તો દૈવ શબ્દ તેઓએ દુરથીજ ત્યાગ કર્યો છે, અને તે પોતાના પુરૂષાર્થવડે કરીને ક્ષત્રી જાતિમાં હતા, પરંતુ પુરૂષાર્થના બળે કરીને ક્ષત્રીમાંથી બ્રાહ્મણ થયા છે. અને અન્ય પુરૂષો પણ જે મહાન્ વિભૂતિવંત બનેલ છે તે પણ પોતાના પુરૂષાર્થવડે કરીનેજ થયા છે, માટે પુરૂષાર્થ એજ મોટો દેવ સમજવો.

હે રામચંદ્રજી! જો ભણ્યા વગર પંડિત થઇ બેસે તો જાણીએ કે દૈવે કર્યું, પણ ભણ્યા વગર તો કદી પણ પંડિત થવાતુ નથી, જેઓ મહાન પદ ( પારખ પ્રકાશ ) મોક્ષદાતા થયા છે, તે તમામ પોતાના પુરૂષાર્થથીજ થાય છે.

## (સર્ગ ૯ મો કર્મ વિચાર વર્ણન)

શ્રી રામચંદ્રજી બોલ્યા કે હે.—ભગવાન! આપ કહો છો કે અન્ય દેવ કોઇ નથી પરંતુ બ્રાહ્મણ પદ દૈવ છે, એમ શાસ્ત્ર કહે છે. તેમજ દેવનું કર્યું સર્વ થાય છે, કિંવા દુઃખ સુખને દેવાવાળો પણ દૈવ જ છે એમ લૌકિક વ્યવહારમાં પ્રસિદ્ધ છે! માટે–મારી–એ શંકા દૂર કરો.

શ્રી વસિષ્ટજી બોલ્યા કેઃ-હે રામચંદ્રજી! તમોએ જે જે કર્મ કરેલાં છે શુભ અથવા અશુભ, તેનાં ફળ ભોગવવાં પડે છે! તેને દૈવ કહો કે પુરૂષાર્થ કહો; પણ તે સિવાય અન્ય દૈવ છે જ નહીં; કારણ કે કર્તા કર્મ અને ક્રિયાદિ વિષે તો કોઈ દૈવ માલુમ પડતો નથી તો બીજો દૈવ છે એમ શી રીતે કહેવાય? હે રામચંદ્રજી! ફક્ત મૂર્ખઓના કહેવાથી દૈવ શબ્દ ફેલાયો છે; જેમ આકાશ શૂન્ય છે તેમ દૈવ પણ શુન્ય છે.

(રામચંદ્રજી વચન)

હે મહામુનેશ્વર! આપ કહો છો કે બીજો દૈવ નથી અને તે આકાશની પેઠે શૂન્ય છે એમ આપનુ કહેવું થયું તે ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે શુન્ય આકાશનો પણ દૈવ છે, ખરો! પુનઃ આપ એમ પણ કહો છો કે પુરુષાર્થનુજ નામ દૈવ છે અને જગત્ વિષે પણ દૈવ શબ્દ પ્રસિદ્ધ છે, તો દૈવ શબ્દ વ્યર્થ છે, એમ આપનુ કહેવુ શા કારણથી થયું? તે કૃપા કરીને સમજાવો.

(વસિષ્ઠજી વચન)

ત્યારે શ્રી વસિષ્ટજી બોલ્યા કે:-હે રામચંદ્રજી! જે મારૂ કહેવુ આ પ્રમાણે થયું તેનુ કારણ એ છે કે-દેવ શબ્દની વાસના કિંવા આસ્થા તમારા હૃદયથી ઉઠી જાય અર્થાત્ શુન્ય થઇ જાય તેટલા જ માટે; દેવ નામ આપણા પુરૂષાર્થનુજ છે અને પુરુષાર્થ એટલે કર્મ અને કર્મ એટલે વાસના અને વાસનાનું ઉત્પત્તિ સ્થાન મન છે અને મન રૂપી એક પુરુષ છે તે પુરુષની જેની વાસના ઇચ્છા કરે છે તેજ તેને પ્રાપ્ત થાય છે જેમ જે ગામ જવાની વાસના કરે છે તો તે તેને પ્રાપ્ત થાય છે અને જેવી જે ઇચ્છા કરે છે તે વસ્તુને પ્રાપ્ત કરે છે; માટે અન્ય દૈવ કોઈ નથી પણ પૂર્વ સચિત જે શુભ કે અશુભ કર્મ પુરૂષાર્થ કરેલ છે તો તેના પરિણામે સુખ કિંવા દુઃખ અવશ્ય પ્રાપ્ત થાય છે અને તે જ દેવ છે. બીજા દેવ તો કોઇ નજરે પડતા નથી જીવ (ચૈતન્ય) અને પાંચ તત્ત્વ એ જગત્માં હાજર છે. તેમાં જડ અને તેને ચલાવનાર ચૈતન્ય અને એ બેઉ હાજર છે હે રામચંદ્રજી! તમેજ

પોતે વિચાર કરો કે આપનુ પુરુષાર્થ કર્મથી ભિન્ન નથી (જુદુ નથી) વા સુખ અથવા દુ ખ આપનાર અગર લેનાર અન્ય દૈવ નથી એમ સિદ્ધ થાય છે! પ્રત્યક્ષ ચૈતન્ય વસ્તુ હરદમ હાજર અને જડતત્ત્વો તે જડ રૂપે જ છે. હે રામચંદ્રજી! તમો કંઈ જડ નથી પણ ચૈતન્ય છો, માટે પોતાના પુરુ-ષાર્થનો આશ્રય લ્યો અને મારો પણ એજ આસિર્વાદ છે કે તમારૂં ચિત્ત જલ્દીથી શુભ આચરણો વિષે તથા સત્યસાર સિદ્ધાન્તપણામાં જાગૃત થાઓ, (સાર શબ્દ) પારખજ્ઞાનને ગ્રહણ કરવા વિષે સ્થિત થાઓ? ઉત્તમ પુરૂષો એ છે કે જેઓ પાંચે ઇંદ્રિઓને વશ્ય કરવી તથા તે ઇંદ્રિયોને મહાત્માઓના વાક્યો અનુસાર વરતાવવી, શુભ વાસનાઓને મજબુત કરવી અને અશુભ વાસનાઓનો ત્યાગ કરવો; જો કે શુભ અને અશુભ એ બન્ને વાસનાઓ ત્યજવા યોગ્ય તો છેજ; પરંતુ પ્રથમ વાસનાને એકઠી કરી અશુભને ત્યજી દેવી જ્યારે શુદ્ધ કષાય-ક્રોધ પરિપક્વ થાય અર્થાત અંત.કરણ ત્યારે શુદ્ધ થાય છે. હૃદયમાં સતસંગ અને મહાન પુરૂષોનાં સત્ય વચનોનું જે સિદ્ધાન્ત છે તેનો વિચાર ઉત્પન થશે અને તે પારખજ્ઞાન દ્વારા તમોને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થશે તદંનતર ક્રિયા અને કર્મનો ત્યાગ થશે અને કેવળ શુદ્ધ અદ્વૈતરૂપ પોતાની મેળેજ પરખાય છે માટે હે રામચંદ્રજી? અન્ય સર્વ કલ્પના અનુમાન ધોખો ભાસ અધ્યાસ વિગેરેનો ત્યાગ કરી સત્યપારખ પ્રકાશ જ્ઞાની મહાત્માઓને સરણે થઈ તેમના સત્ય વચનોને માન્ય કરી સત્ય પુરૂષાર્થ કરો.

## ( સર્ગ ૧૦ મો જ્ઞાનાવતરણ વર્ણન )

શ્રી વસિષ્ટજી બોલ્યા કે હે શ્રી રામચંદ્રજી! બ્રહ્માજીએ મને પુર્વે જે ઉપદેશ આપ્યો હતો તે તમને કહું છું.

### (રામચંદ્રજી વચન)

હે મુનીશ્વર! જે બ્રહ્માજીએ આપ પ્રત્યે કેવો ઉપદેશ કર્યો હતો અને શા કારણે કર્યો હતો? તથા ઉપદેશને આગે કેવા પ્રકારે અગર શા માટે ધરી રાખ્યો? (હૃદયમાં ધારણ કર્યો? અને જગતમાં ફેલાવ્યો) તે કૃપા કરીને કહો.

### (વસિષ્ટજી વચન)

હે રામચંદ્રજી! બ્રહ્માજીએ એવો વિચાર કર્યો કે જગતના જીવોનું દુ:ખ આત્મજ્ઞાન વિના ( પારખજ્ઞાન વિના ) નિવૃત થવાનું નથીજ માટે આત્મજ્ઞાન ઉત્પન કરૂં! એમ નિશ્ચય વિચારણા કરી આત્મ તત્વનું (પારખ પ્રકાશનું) ચિંતવન કર્યું અર્થાત તે આત્મતત્વજ્ઞાનને (પારખ પ્રકાશજ્ઞાનને) ઉત્પન કરવાનો સંકલ્પ કર્યો, અને એવા જ્ઞાનરૂપી મૂર્તિરૂપ પોતે બ્રહ્માજી બન્યા અને જગતમાં આત્મજ્ઞાનનો પ્રચાર કરવા વચનો વાપર્યાં.

## ( સર્ગ ૧૧ મો વસિષ્ટોપદેશ વર્ણન )

ભૂલોકમાં મોકલાવ્યા તે કોણ હું વસિષ્ટજી તથા સનત્કુમાર તથા નારદજી વિગેરે અમે તે વચનો લઈ પ્રચાર કરવા લાગ્યા એથી સર્વ જગતમાં આત્મિક જ્ઞાનનો પ્રચાર કરવાથી જે પૂર્ણ ઉત્તમ જીજ્ઞાસુ હતા તેઓ પૂર્ણ જ્ઞાનને ગ્રહન કર્યું. અને જે મધ્યમ જીજ્ઞાસુ હતા તેઓને બરોબર માન્ય કર્યું નહિ, અને જે

કનિષ્ટ જીજ્ઞાસુ હતા તેઓ તો બિલકુલ માન્ય કર્યું નહી, જેઓ પૂર્ણ ઉત્તમ જીજ્ઞાસુઓ ઉત્તમ જ્ઞાનને પ્રાપ્ત કરી સુદ્ધ ચૈતન્ય થઈ પરમપદ પ્રકાશમાં પરમાત્મા સ્વરૂપ (પારબ્રહ્મજ્ઞાનના પારખ સ્વરૂપ) માં લિન્ન થયા, એટલે પોતાની આત્મિક સ્થિતિ (પારખ સ્થિતિ) સત્ય સ્વરૂપમાં મળ્યા (સ્વયં અસલ ચૈતન્યપદ નિજ સ્વસ્વરૂપમાં જ રહ્યા)

## ( સર્ગ ૧૨ મો તત્વજ્ઞ માહાત્મ્ય વર્ણન )

શ્રી વસિષ્ટજી બોલ્યા કે—હે રામચંદ્રજી ! હવે તમો મારા વચનોને માન્ય કરનાર પૂર્ણ અધિકારી છો; કેમકે— તમારામાં સર્વ સત્યગુણ સંપાદન છે. કારણ કે જેને આત્મપદની પ્રાપ્તિ થઇ છે તેને પુનઃ દુઃખની પ્રાપ્તિ થતીજ નથી; કારણ કે જ્ઞાનવાન પુરૂષો પોતે સત્ય પુરૂષાર્થ રૂપી બખતર (કવચ) પેહેરેલ છે, તેથી તેને અજ્ઞાન રૂપી દુઃખનુ કારણ સપર્સ કરી શકતુ નથી.

## ( સર્ગ ૧૩ મો શમવર્ણન )

હે રામચંદ્રજી ? આજીવ મૂર્ખતાને લીધે મહા દુઃખ પામે છે એવુ અદ્દભુત દુઃખ અન્ય કોઈ નથી તેમ કોઈ આપદા વડે પણ એવુ દુઃખ થતુ નથી એવુ દુઃખ મુર્ખતા વડેજ થાય છે. હે રામચંદ્રજી ! હાથમાં ઠીકરૂ લેઇ ચંડાળને ઘેર જઇ ભિક્ષા ગ્રહણ કરે, અને, આત્મજ્ઞાનની જીજ્ઞાસા હોય તો અન્ય ઐશ્વર્યથી શ્રેષ્ટ છે; પરંતુ મૂર્ખતા વડે જીવવુ એ વ્યર્થ છે, મૂર્ખતાને દૂર કરવાનો ઉપાય આત્મજ્ઞાન સક્તિ છે.

## (સર્ગ ૧૪ મો વિચાર વર્ણન)

શ્રી વસિષ્ટજી બોલ્યા કેઃ–હે રામચંદ્રજી ! હવે વિચારોનું

નિરૂપણ શ્રવણ કરો જ્યારે હૃદય શુદ્ધ થાય છે ત્યારે વિચાર ઉત્પન્ન થાય છે. અજ્ઞાન રૂપી જે વન છે તેમાં આપદા રૂપી વેલની ઉત્પત્તિ થાય છે તેને જ્યારે વિચાર રૂપી ખડગથી કાપી નાખીશું ત્યારે શાંતાત્મા થઇશું. વિચાર રહિત મનુષ્યો મહાન દુઃખોને પ્રાપ્ત કરે છે, તેથી હરદમે સત્ય વિચાર સત્ય પરમ-પદને મળવા કેડ (કમર) કશીને જગતમાં સત્સંગમાં જાઓ, અને જલદિ મોક્ષપદ મેળવો.

હે રામચંદ્રજી! જેઓ વિચાર રહિત મનુષ્યો છે તે મહાન નાર્કિના દુઃખો ભોગવે છે અને વિષય રૂપી સ્વાદમાં મસ્ત રહે છે, જેમ સર્પના મ્હોડામા આવેલુ દેડકુ બહારના મગતરા (ઝીણા જીવડા) ને ખાવા વિચાર કરે છે, પણ એમ વિચાર નથી સુજતો કે કાળરૂપી સર્પના મ્હોડામાં છું. કેટલા કાળ જીવવાનો છું! તેમ એ અજ્ઞાની અવિચારી મનુષ્યો વિષય રૂપી કામને વશ થઇ કાળના મ્હોડામાં જ પડયા રહ્યા છે.

## (સર્ગ ૧૫ મો સંતોષ વર્ણન)

શ્રી વસિષ્ટજી બોલ્યા કેઃ—હે રામચદ્રજી! જે પુરૂષને સંતોષ પ્રાપ્ત થયેલ છે તે પરમપદનેજ પામેલ છે જેને મનને સંતોષ નથી તેને હંમેશાં દિનદશા દુઃખનેજ પ્રાપ્ત કરી આખર ચોરાસી આદિ દુઃખોને ભોગવે છે.

(સાખી) ગઉધન ગજધન ગોપિધન, ઔર રત્નધન ખાણ;
જબ આયે સંતોષધન, સબ ધન ધૂળ સમાન.

## (સર્ગ ૧૬ મો સાધુસંગ વર્ણન)

હે રામચંદ્રજી! જે જે કાંઇ દાન તીર્થાદિ દેહ સાર્થકર્નાં સાધનો છે તેમના વડે આત્મપદની પ્રાપ્તિ થતી નથી; પરંતુ

સાધુ સંતોના સત્સંગ (સત્ય પારખ સ્થિતિ) વડે આત્મપદની પ્રાપ્તિ થાય છે, એવો મોહરૂપી વૃક્ષનો નાશ કરનાર સંત સમાગમ (સત્સંગ) છે. તે સંતનો સંગ કરી મનુષ્ય અવિનાશીપદ જે પારખપદને પામે છે. (આત્મસ્થિતીએ મુક્તપદ પહોંચે છે.)

## (સર્ગ ૧૭ મો ષટપ્રકરણ વર્ણન)

હે રામચંદ્રજી ! આ મારાં વચનો પરમોત્તમ છે, કેમકે આ મહા રામાયણનું મોક્ષપદ દેનાર કારણરૂપ યોગવસિષ્ટ ગ્રંથ છે, જેમ મારવાડના પ્રદેશમાં ઝાડ હોતુ નથી; પરંતુ ઘણો વરસાદ થવાથી વખતે ક્યાંક વૃક્ષ ઉગેલ જણાય છે તેમ અજ્ઞાનીઓનું હૃદય મારવાડના પ્રદેશ સમાન છે તેમાં વૈરાગ્ય રૂપી વૃક્ષ હોતુ નથી; પરંતુ જે સત્યશાસ્ત્ર રૂપી મેઘ અતિ (વિશેષ) વર્ષા થાય તો તેથી વૈરાગ્ય રૂપી વૃક્ષ ઉત્પન થાય છે. તેથી મનુષ્યો પરમપદને પામે છે.

## (સર્ગ ૧૮ મો દ્રષ્ટાન્ત વર્ણન)

વસિષ્ઠજી બોલ્યા કે હે રામચંદ્રજી ! જેમ ઉત્તમ ખેતરમાં બીજ વાવ્યુ હોય તો ઉત્તમ ફળની ઉત્પત્તિ થાય છે તેમ આ ઉત્તમ વાક્યને વિચારનાર જીજ્ઞાસુઓ પરમ મોક્ષપદ ફળને પ્રાપ્ત કરે છે.

હે રામચંદ્રજી ! આ પરમોત્તમ વાક્ય છે તેના વડે ઉત્તમ સ્થિતિ મળે છે. આ જગતનું દ્દષ્ટાંન્ત જે આત્મા (ચૈતન્ય) વિષે છે તેનો તમો અંશ ગ્રહન કરશો. જેમ સ્વપનામાં નવીન સૃષ્ટિ ઉત્પન્ન થાય છે તેમ નાના પ્રકારની જગત્ રચના પણ સ્વપ્નાવતજ શમજવી.

## (સર્ગ ૧૯ મો પ્રમાણ વર્ણન)

હે રામચંદ્રજી ! જે અર્થ પ્રત્યક્ષ છે તે પ્રમાણ માનવા ચોગ્ય છે, અને જે અનુમાન પ્રમાણ હોય તે ભ્રમ ધોખોજ સમજવો જેમ સર્વ નદિઓનો અધિષ્ઠા સમુદ્ર છે તેમ સર્વ પ્રમાણનું અધિષ્ઠાન પ્રત્યક્ષ પ્રમાણજ છે કારણ કે પ્રત્યક્ષ પ્રમાણ આત્મા (ચૈતન્યપદ) છે. તે ચૈતન્ય પ્રમાણ જગતમાં સૌ કોઇ માન્ય કરે છે કારણ કે તેમાં કંઇપણ અનુમાન પ્રમાણ સંભવતો નથી, સુદ્ધભાવ ક્યારે થાય કે ચૈતન્ય પ્રમાણને પોતાના હ્દયમાં પારખ કરીને પરખે એટલે મોક્ષપદ પણ પ્રત્યક્ષજ છે.

## (સર્ગ ૨૦ મો આત્મપાપ્તિ વર્ણન)

વસિષ્ટજી બોલ્યા કેઃ—હે રામચંદ્રજી ! જ્યારે સતસંગ વડે કરીને જે પુરૂષ શુદ્ધ બુદ્ધિ કરે છે ત્યારે આત્મપદ (પારખપદ)ને પામવા સમર્થ છે.

(સુચના)–આ મોક્ષોપાય વચનોને પહેલેથી તે છેવટ સુધી વાંચીને વિચારે ત્યારે સર્વ ભ્રાન્તિનો નાશ થઇ જઇ જરૂર મોક્ષપદને પામી શકે છે. આ ચોગવસિષ્ટ જ્ઞાનરત્ન ગ્રંથ પૂર્ણ કરીને હવે સત્યકબીર સાહેબનો બીજક ગ્રંથ વિશ્વકલ્યાણ માટે બીજકસાર સિદ્ધાન્ત ગ્રંથને આમાં છપાવી પ્રગટ કરૂં છું અને જગતભરમાં સર્વ જીવાત્માઓના કલ્યાણાર્થે દેશ સેવાને માટે અર્પણ કરૂં છું એ સર્વ કૃપાદ્રષ્ટિ શ્રી સદ્દગુરૂ સંત મહાત્માઓની સમજવી.

ગ્રંથ ચોગવસિષ્ટ જ્ઞાનરત્ન ગુજરાતિ

સમાપ્ત

॥ સદ્‌ગુરવે નમઃ ॥

# વિશ્વકલ્યાણ બીજકસાર સિદ્ધાન્ત

## તત્ત્વજ્ઞાન પારખ પ્રકાશ

## અથવા કબીર સાહેબનુ અધ્યાત્મિક જ્ઞાન

### (ભૂમિકા ગ્રંથસાર)

કબીર સાહેબ સાક્ષાત્ પવિત્ર, (સંતપુરૂષ) આત્મિક સાધન પરમાર્થી. તથા સાક્ષાત્ સ્વયં સ્વરૂપ પારખ પ્રકાશ શુદ્ધ અજન્મા (ચૈતન્ય) સ્વરૂપ છે તેઓ યથાર્થ વક્તા તથા સત્ય ભાષી છે, કબીર સાહેબનો સત્ય બોધ સમસ્ત સંસાર ભરમાં કોઇ ખુણામાં પણ અજાણ્યો નથી અને દરેક જાતિના મનુષ્યોને એકજ સરખો ઉપદેશ આપે છે, સાક્ષાત્ તેમના અમર સ્વરૂપની સાક્ષી પ્રગટ જ છે કબીર સાહેબ સ્વયં સિદ્ધ, સ્વયં જ્ઞાની તથા મહાન્ અસાધારણ અમર પુરૂષ છે (સંત પુરૂષ છે) તેઓ સમસ્ત (સમ્રાટ સંસારભરના) આત્મિક સદ્‌ગુરૂ છે એ એમનું અસલી સ્વરૂપ ચૈતન્ય પ્રગટ પારખ પ્રકાશ છે તેઓ અજન્મા તથા અમર છે. માતાના ગર્ભમાં તેઓ આવ્યા નથી, કેવળ પ્રત્યક્ષ સંતપુરૂષમાં પ્રગટ થઇ સત્ય જ્ઞાન પ્રેરણા દ્વારાએ પ્રગટ પારખ પ્રકાશ જ્ઞાન દાતા છે પૂર્ણ જીજ્ઞાસુઓને જ પોતે પ્રેરણા કરે છે. જ્યાં સત્ય દયા,

ધિરજ, ક્ષમા, વિચાર, વૈરાગ્ય, વિવેક અને ગુરૂભકિત એવા આઠો લક્ષણ જેનામાં હાજર હોય ત્યાં જ પોતે પ્રકાશ પારખ જ્ઞાન આત્મિક ભાવે રહે છે આ બીજક ગ્રંથ એટલે અસલ વસ્તુની પહિચાણ કરાવે તે.

(સાખી) બીજક બતાવે બીતકો જો બીત ગુપ્તા હોય
એસે શબ્દ બતાવે જીવકો, બુજે વિરલા કોય.

---

ભાવાર્થ—બીજક એટલે ચોપડો (નામા વહી) જ્યારે કોઇએ ધન દાટયુ હોય તે પોતાની નામાવહીમાં લખે છે કે સવાલાખ મહોરો અમુક જગ્યાએ દાટી છે તેમ બીજક ગ્રંથ બતાવે છે કે જીવ (ચતન્ય) આ નામ રુપી ધન પોતાનુ નિજ-પદ ચૈતન્ય તેની પારખ કરવી તેવા પારખજ્ઞાન પ્રચારથી સમ્રાટ જગત જીવોને માટે મુકતપદ મળે અનતા કાળથી ભૂલમાં પડેલા જીવોની ભૂલનો નાશ થઇ પ્રગટ ચૈતન્યને પરખે એવા હેતુથી વિશ્વના કલ્યાણાર્થે બીજક ગ્રંથ પ્રગટ કર્યો છે, પરંતુ તેને પરખે નામ બુજે-તે કોઈ વિરલા જ હંસ (જીવ) હોય છે, તેઓ નિજસ્વરૂપને પરખી અમર થાય છે સદ્દગુરુ કબીર સાહેબની પ્રેરણાથી મને એવો વિચાર થયો કે બીજક સાર ગ્રંથ બહાર પડે તો ઘણા જ મનુષ્યોને આ મોટો લાભ પારખ પ્રકાશ જ્ઞાન મળે તો અસંખ્ય દુઃખોથી તેઓ મુકત થાય છે એવા સત્ય ભાવથી અને ઉત્કંઠા થઇ તેથી આ થોડામાં જ સમાવેશ કરી આખા બીજકનો તમામ સાર સિદ્ધાન્ત છપાવી પ્રગટ કર્યો છે. આ સદ્દગુરુની ટકસાર વાણીરૂપ (સત્ય શિખા-મણ)ને માન્ય કરે અને સૌ કોઈના હૃદયમાં પારખ પ્રકાશ જ્ઞાનનો બહોળો ફેલાવો થાય જેથી ભૂલેલા જીવો અજ્ઞાનરૂપી

અંધારામાંથી સત્ય પ્રકાશ પારખ જ્ઞાનમાં આવીને પોતાના અસલ સ્વરૂપને પરખી લે

## (મંગલાચરણ)

વંદો ચરણ સરોજ, જિન યહ બીજક નિર્મયો
પર્ખ દિખાયો ખોજ, તે ગુરૂ સમ દૂજા નહીં. ૧
નિર્ણય દિન્હ કૃપાલ, પર્ખ પ્રકાશી સ્થિર પદ;
પર્ખાયો સબ જાળ, મહાદુ ખી જીય જાનિકે ૨
દયા ક્ષમા સંતોષ, ધિરજ શીલ વિચાર ગુણ;
એક અનેકકો ધોખ, પર્ખાયો નિજ પર્ખતે ૩
અશરણ શરણ ઉદાર, સુખ સાગર સુખ રૂપજો;
કરી ટીકા વિસ્તાર, તવ પારખતે કૃપાનિધિ ૪
વંદો સંત સમાજ, જે નિર્ણી ગુરૂ પર્ખકે;
દૃઢ મમ હૃદય બિરાજ, સદા સુખી દાયા નિધિ ૫

## (બીજકસાર સિદ્ધાન્ત)

પ્રથમારંભમાં જીવને એવો એક ભાસ થયો કે મારો કર્તા કોઇ ન્યારો છે. એવી કલ્પનાને વશ થઇને પોતે વાણી બનાવી અને ખાની રૂપ સંસાર પણ તે જીવ વડે જ (પોતાની ઇચ્છા વડે જ) બનાવ્યો જેવી રીતે હાલ પણ ઇચ્છાના વડે જ એ જગત્ વિદ્યમાન છે. રજોગુણ બ્રહ્માજી, સતો ગુણ વિષ્ણુ તમોગુણ મહાદેવ, એ ત્રણ દેવોની ઉત્પત્તિએ મનરૂપી નિરંજન અને શકિત, (પુરૂષ પ્રકૃતિ) મન અને માયા વડે એ જગત્‌ની ઉત્પત્તિ થઈ, રજોગુણથી ઉત્પન્ન થાય, સતોગુણથી પાલન અને તમો ગુણથી સંહાર એવી રીતે જેમ ખેડુતો ખેડ કરીને પોતે જ દાણાનું વાવેતર કરે છે, તેને

પાણી પણ પોતે જ પાય છે, અને પછી પાક થાય ત્યારે જ તેનો નાશ પણ કરે છે. એવી રીતે જીવ રુપી ખેડુતોએ સંસારની ઉત્પતિ કરી છે, માટે કર્તા રૂપ પોતેજ થયો, પરંતુ તેને પોતાની કલ્પનાથી એ ખાણી અને વાણી બનાવી તે ભાન ભૂલી જઇને કહે છે કે મારો કર્તા કોઇ ન્યારો ઇશ્વર છે, (અગર બ્રહ્મ છે) એ પોતાની ભૂલમાં પોતે જ ભૂલ્યો અને પોતાની જાળમા પોતે જ બંધાયો જેમ કરોળીઓ પોતાના મુખમાંથી લાળ કહાડીને તેની તે જાળ બનાવીને પોતે તેમાં મગ્ન રહે છે. આખર તેજ જાળમાં પોતે મરે છે બ્રહ્મા વિષ્ણુ મહાદેવ એ પંથોના અગુવા (આગેવાન) બન્યા નાના પ્રકારની માનદિરૂપ કલ્પનાના સાગરમાં જગત્‌ના જીવો તે વાણી રૂપ અને ખાનાં વહેવારમાં ભૂલી જઈ દુઃખી થવા લાગ્યા ત્યારે સદ્‌ગુરુ કબીર સાહેબ સત્યન્યાય પારખ પ્રકાશ જ્ઞાનનો ઉપદેશ કરીને પોતાની જ પારખથી પરખાવવા લાગ્યા જેઓ તે સત્ય સમજમાં વહ્યા તેવો સુખી થયા, જેઓ કલ્પનામાં રહ્યા તે દુ ખી થયા, કારણ કે બ્રહ્મા વિષ્ણુ મહાદેવજીએ જે અવર ઈશ્વરની કલ્પના કરી છે તે કયાં છે! ફક્ત કલ્પના રૂપ વાણિ મિથ્યા જે હરણા (મૃગ) પાણીને માટે ખારા પહાડમા દોડયા કરે છે કંઈ પાણી પ્રાપ્ત થતું નથી કારણ કે ખોટી કલ્પના વશ થવાથી શુ વળે! તેમ જગત્‌માં નાના પ્રકારની માનંદિ રૂપ અનેકો પંથોનો વિસ્તાર થઇ રહ્યો છે તેમાં શું કલ્પનાના પવાલાથી કાંઇ તરશ બુજાય કે! આખરે પંથોની માનદિ છુટી જાય છે, અને જીવો ભવસાગરમાં મહાન દુઃખો ભોગવી આખરે મરણ જન્મના રહેટમાં પડી દુઃખી થાય છે.

(સદ્‌ગુરુ વચન)

સત્ય કબીર સાહેબ કહે છે કે હે જીવ! જાગૃત હોવા છતાં તારૂં ઘર અનુમાન રૂપી ચોર લુંટી રહ્યો છે, અને તું પોતે સર્વનો કર્તા હોવા છતા તે શુન્ય કે જ્યા કાંઇ નથી ત્યાં જવા વિચાર ગોઠવ્યો છે તે સ્વર્ગ આદિ કલ્પના તારી મિથ્યા સમજવી સદ્‌ગુરુ કહે છે કે જેમ કોઇ કહે કે વાંઝ સ્ત્રીના પેટે પુત્ર અવતર્યો અને તે વગર પગે ઝાડ પર ચઢી ગયો, જેવું આ આશ્ચર્ય મિથ્યા કલ્પના જ છે કે અધર ઇશ્વર સ્વર્ગ છે તેમ કહેવું તદ્દન ખોટુ છે અનુમાન જ છે. માટે પરખીને પોતાના અંદર વિચાર કરો, અને પૂર્ણ અધિકારી બની સત્ય ઉપદેશને ગ્રહણ કરો પારખની સાથે દોસ્તી કરો

(માયાસુખવચનો)

માયા ઉપદેશ કરે છે કે હે જીવ! જો નયનમાં પ્રેમ જાગે તો જીવ તરે કેમકે જીવને અનુરાગ થાય નહી તો તે કેવી રીતે તરે? માટે એ પરબ્રહ્મ અવિગત છે, જેની ગતિ બ્રહ્માદિ પણ જાણતા નથી તેમજ તે અવિનાશી જેનો ત્રણ કાળમાં નાશ નથી એવા બ્રહ્મમાં મન લગાવે તો જીવ તરે.

(સદ્‌ગુરૂ પારખ પ્રકાશ જ્ઞાનનાં વચનો)

સદ્‌ગુરુ શ્રી કબીર સાહેબ સંતો કહે છે કે માયાએ ઉપદેશ કર્યો તે સાંભળીને જીવને નિશ્ચય થયો અને લોક વિરહી થયા અને અનુમાનની ખુમારી ચઢી તથા તૃષ્ણા વધી પરંતુ કાંઇ તેમ માનવાથી તેને સંતોષ પ્રાપ્ત થયો નહીં, અને કહેવા લાગ્યો કે સર્વ આત્મ સ્વરુપ છે, એવો નિશ્ચય કર્યો એ રીતે કામ રુપી બ્રહ્મા. અને ક્રોધ રુપી સંકર, એ બેઉ.

મસ્ત થયા તથા નાના પ્રકારનું વેદાદિ જ્ઞાન ચલાવ્યું સદ્‌ગુરુ કહે છે કે એમ મિથ્યા વાણીની પક્ષ લઈ જીવ દિવાનો બન્યો પોતાની જ અગ્નિમાં પોતે બરવા લાગ્યો, અને કહેવા લાગ્યો કે બ્રહ્માદિ બધા ચાલે છે તેજ પ્રમાણે આપણે પણ ચાલવું. આવી અનુમાનરૂપી કલ્પનાઓમાં જીવ માર્યો ગયો અને આખરે તેને બ્રહ્મ (ઇશ્વર) તે કંઈ તેની કલ્પનાવત આશા વડે માનેલ ઇશ્વર મળ્યા નહિં તેથી આખર ગર્ભવાસમાં દશ માસ જઇ ઉંધે મુખે જઈ જુલી રહ્યો જ્યાં નર્કાદિની મળમુત્રાદિની કોઠી હોય ત્યાં જઈને દુઃખી થયો કબીર સાહેબ કહે છે કે।

॥ નવૌદશ માસ ઉંધે મુખ ઝુલે, સો દિન કાયકો ભૂલે; ॥
ફિરહુ કયા ફુલે! કયા ફુલે!

જ્યાં સુધી શરીર સાબુત છે ત્યાં સુધી સ્ત્રી ધન પુત્ર એ કોઈની પણ આશા કરવી નહી કેમકે એ બધુ નાશવંત મિથ્યા છે નાહક દુઃખદાયક જ છે જેમાં અલ્પ સુખ અને અસંખ્ય દુઃખની પ્રાપ્તિ છે તે કારણથી સદ્‌ગુરૂ કબીર સાહેબ કહે છે કે હે હંસા! તુ ચેતન્ય છે તેથી જલદી ચેત, અચેત નિંદને છોડી દે! કેમકે એ ગુરૂવા લોકોએ નાના પ્રકારના પથો રૂપી પડપંચ જેમ મચ્છીમાર પારાધ લોકો જાળ બનાવે છે, તેમ એ કલ્પિત ઇશ્વરની માનંદીરૂપ ઉપદેશને માની જીવો જાળમાં સપડાય છે પ્રપંચ પથોની માનંદિમાં અનેક ઇશ્વરની માન્યતા મનાવીને જીવોને ઠગવા ઉપાય સોધ્યો કે એ જીવો હમારા પંજામાં-આવે હમારા પથમાં આવે એટલે એમને બ્રહ્મ ઉપદેશ આપીને મારા વશમાં લઈ તેનું તન મન ધન

પણ છીનવી લઉં આવા વિચારોથી ગુરૂવા લોકો ઘેર ઘેર બ્રહ્મ જ્ઞાનનો ઉપદેશ આપી રહ્યા છે, અને કહે છે કે અમો તમારા જ માટે તમારા કલ્યાણ માટે નાના પ્રકારના પંથો ચલાવિ રહ્યા છીએ

## (દૃષ્ટાન્ત) નકકટા પંથની યાદિ વિશે

એક ચોર હતો તે ચોરી કરવા ગયો કંઈ ઘરની અંદર તેનું નાક કોઈએ કાપી લીધુ અને વિદાય કર્યો આવી હાલત જોઇ ચોરે વિચાર કર્યો કે મારા કદરૂપા શરીરને જોઈ સૌકોઇ મારી મશ્કરી કરશે માટે બીજા કોઇને પણ મારા જેવો બનાવુ કોઇ એક બીજા મનુષ્યને કહ્યું કે હે ભાઈ! તમારે ઇશ્વર પરમાત્મા જોવા છે? આંધળો શું ચાહે? આંખો એમ પેલા મનુષ્યે કબુલ કર્યું કે હે ભાઇ તુ કહે તેમ કરૂં પણ મને ઇશ્વર બતાવ! ત્યારે પેલા નાકકટાએ કહ્યું હે ભાઇ! આપ જયારે નડતર વસ્તુ કાઢી નાંખો તો જ ઇશ્વર દેખાય! ત્યારે પેલા મનુષ્યે કબુલ કર્યું કે હે ભાઇ શુ વસ્તુ નડતર છે તેને કાઢી નાખો! ત્યારે પેલા ગુરુવાએ કહ્યું કે નાકની આડચ આવવાથી પરમાત્મા નથી દેખાતા માટે નાક કાપી નાખવાથી પરમાત્મા જરૂર દેખાય છે, આમ કહીને તેનું નાક કાપીનાંખી કહ્યું કે જો આ નાક ગયું એ આવનાર નથી પરંતુ તુ પંથનો તુ મુખ્ય શિષ્ય કહેવાઇશ એમ કહી બીચારાને મોહમાં નાંખી દીધો, એમ કરતા તે પંથમા આશરે (૭૫) મનુષ્યો થયા એક વખત એક ગામમાં એક રાજાએ આવી હકીકત સાંભળી કે પરમાત્મા દેખવા માટે એક અજાયબ પથ નિકળ્યો છે તેનું નામ નાકકટા પંથ છે. રાજા કહે નાક કપાવીને ઉપદેશ લઇએ કારણ કે નાક કપાસે તો શું પણ પરમાત્માના

દર્શન તો થશે એવા હેતુથી તે રાજાએ આદર પૂર્વક તે પંથના આગેવાનોને બોલાવ્યા તથા મંડળના તમામ (૭૫) જણા ત્યાં આવી મળ્યા કારણકે રાજાનાત્યાં શુખોટ હોય એ પ્રમાણે ધામધુમથી ઉપદેસ લેવા રાજાએ મુહુર્તકઢાવી તૈયારી કરી પરંતુ ત્યાંનો દિવાન હુંશિયાર હતો કારણ કે વૃધ શરિર અને ઠરેલ બુદ્ધિના વડે પારખકરી કે કદી રાજાનું નાક કાપી નાખશે અને ઠગાઇ કરી ચાલ્યા જશે તો ઘણુંજ ખોટુ થશે માટે તેના બદલે હું ઉપદેશ લઇ તેનો જે જે હાલ હોય તે તપાશું પછી રાજા બીજા મુહુર્તમાં ઉપદેશ લેવે તો ઘણુંજ સારૂ આવી હકીકત રાજાને જણાવી રાજા ઘણો ખુશી થયો જે દિવાન કહે છે તે ઘણુંજ ઉત્તમ છે માટે તેમ કરવા કબુલ રાખ્યુ પરંતુ રાજાને ચેતાવી રાખ્યો કે હે રાજા ! લશ્કર ગોઠવી તૈઆર રાખો કદિ પ્રપંચ હશે તો જણાઇ આવશે. પછી ગુરવા લોકોએ ઉપદેશ આપવા સામગ્રી સંગાવી તે પ્રમાણે રાજાના તરફથી હાજર થઇ. એકાન્તે જઈ તેમાં જે આગેવાન હતા તેમને દિવાનનું નાક કાપી કહ્યું કે તમો પણ અમારા ગુરુ ભાઇઓ થયા માટે અમારા અને તમારા સંબંધ થયા માટે કૃપા કરીને કોઈને આવી હકીકત કહેવી નહી કારણ કે આપ જાણો છો કે પંથની માનંદિ ઘટે તેમાં શુ ફાયદો ? જેમ પંથમાં વધારે શિષ્ય વધે તેમ પંથની મજબુતી થાય માટે આપ હવે શાન્ત થઇને બેશો અને આ પંથ તો આપણ બધાઓનોજ કહેવાય કેમકે શિષ્ય કાંઇ અલગ છે. હવે ગુરુ અને શિષ્યનું નાતુ બંધાણુ માટે હે દિવાનજી તમો આ પંથના રક્ષણ થાઓ જેથી આ પંથનો ચમત્કાર જણાય. આવા કપટભાવ રૂપી અને દુઃખદાયક વચનો સાંભળીને દિવાન પોતાના મનમાં વિચાર કરીને કહે છે કે

આખી દુનિયા આમ ભ્રમમાં મરી ગઈ આશાએ ને આશાએ ઇશ્વર તો મળ્યા નહિં અને ઉલટું નાક ગયુ. જગત્‌માં ગુરવા લોકો પોતાના સ્વાર્થે અને ખાવા પિવાના મોહમાં અને પહેરવા ઓઢવાના મોહમાં બિચારા અજાણ્યા મનુષ્યોને શિષ્ય સાખા વધારવા જુઠો અનુમાન ઉપદેશ દ્રઢાવા કળિયુગમાં ઘેર ઘેર પંથ ચાલી રહ્યા છે. કબીર સાહેબે કહ્યું છે કેઃ—

"આંધળી દુનિયા સૃષ્ટિ ભઇ બૌરી, તીન લોકમાં લાગી ઠગૌરી."

આખી જગતને ઉપર મુજબ પંથો ચલાવી આંધળા લોકોને ઠગી રહ્યા છે કોઇ તિર્થવાસ કોઇ અગર સ્વર્ગ કોઇ યોગ્યાભ્યાસ કોઇ નાના પ્રકારે જ્ઞાન વિજ્ઞાન વડે કોઈ ઇશ્વર કલ્પ્યો કોઇ બ્રહ્મ કલ્પ્યો, કોઇએ એક આત્મા કલ્પ્યો કે સર્વવ્યાપક એક ઇશ્વર બ્રહ્મઆત્મા છે. આવી રીતે સિદ્ધાન્ત ઠહેરાવી જગત્ જીવોને તેનો બોધ કરવા નાના પ્રકારની વાણી બનાવી તે વાણી વડે જીવોને દોરડા વડે બાંધે છે તેમ તે વાણી રૂપી દોરડાં વડે જીવો તમામ બંધાયા જેમ માળાના મણકાઓ એક દોરીથી બંધાય છે તેમ તમામ જીવો રૂપી મણકા અને બ્રહ્મ-જ્ઞાન બોધ રૂપી દોરીએ વિના પારખ બંધાયા છે.

પેલો દિવાન જે નવો ઉપદેશી થયો તેને સર્વ પોગળ ફોડી દઇને રાજાને હકીકત કહીને-તે બધા નાક કટા પંથના ગુરવા લોકોને કેદ કરાવ્યા અને જન્મભર શિક્ષાને પાત્ર ઠરાવ્યા, ત્યારથી તે પંથ તૂટી ગયો.

(સાખી)-ગુરવા તો સસ્તે ભયે, કૌડી માંહી પચાશ;
અપને તનકી ખબર નહીં, શિષ્ય કરનકી આશ

ગુરુ ગુરુ સબહી બડે, અપની અપની ઠોર;
શબ્દ વિવેકી પારખી, સો માંથેકી મોડ.

એવી રીતે પંથો બાંધી પોતાના મનની આનંદિ પ્રમાણે જગત્માં પ્રપંચ પથો ચલાવિ બીચારા ભોળા ભાલા જીવોને બાંધીને બ્રહ્મજ્ઞાનનો પસારો ચલાવવા સારી સૃષ્ટિમાં પંથ નામ રસ્તા ચલાવ્યા તે રસ્તા એવા છે કે વેદ ચાર અને ખટશાસ્ત્રો વિગેરે કહે તેમ કરવું પછી એવા મોટા પથના અધિકારી આગેવાન બ્રહ્મા વિષ્ણુ અને મહાદેવ બન્યા અને તેમના અનુવ્યાહીઓ શિષ્ય શાખાઓ ઘણી થઇ અને કહે છે કે આગળ મોટા મોટા કહી ગયા તેમજ આપણે પણ કરવુ પણ કાણ વિચાર (પારખ) કરીને જુએ છે જેમ કોઇ રાજા પોતાની રૈયતને ફાંસી દેવા ચાહે તો રઇયત બિચારિ શુ કરે ? તેવી રીતે આજ કાલ પંથોવાળા મોટા મોટા આડંબર કરીને ભોળા ભાલા જીવોને લુટી લઈ તેમનું આયુષ્ય તમામ બરબાદ કરાવે છે, અને જીંદગીભર પણ સુખનો વખત નહિ આવતાં હરદમ દુ:ખજ આપે છે. પછી દેહાંત પછી પણ ચોરાશીમાં નખાવે છે આવા દુ:ખનુ કારણ તે પ્રજા તરીકે પરવશ થઇ રહેલી શિષ્ય શાખાઓને ચેતવણિ આપી કહીએ છીએ કે પારખ પ્રકાશ જ્ઞાનને પ્રાપ્ત કરવા વિલંબ કરશો નહિ સાથી જે શરીર છતાં જે કાર્ય કરવા ધારશો તે કરી શકશો પરંતુ જયારે યમ ગુસ્વાના હાથે સપડાઇ જવાનો વખત કદી પણ લાવશો નહિ, તો તમો સર્વે સુખી થશો.

હવેથી—અનુસંધાન ગ્રંથ ભાગ (૨) જો બીજકસાર સિદ્ધાન્ત નિર્ણયસારમાં વાંચો
( ગ્રંથ સંપુર્ણ )

# બીજકસાર સિદ્ધાન્ત અને નિર્ણયસાર

## બીજકજ્ઞાન પારખજ્ઞાનથી અસંખ્ય મનુષ્યો મુક્ત થાય છે.

એ નક્કી અને તમારા હિતની ખાતર સમજજો. આગળ પણ ઘણા જીવો થઈ ગયા હતા તેમાંથી પણ જેણે હમારા પ્રકાશ પારખજ્ઞાનને માન્ય કર્યું તે જલદિ જરૂર સુખી થયા, અને જેઓએ પારખજ્ઞાનને નહીં માન્યું તેઓ અત્યંત દુ:ખી થયા તેથી ઘણુંજ પાછળથી પસ્તાયા.

## ( જડ અને ચૈતન્યની પરીક્ષા પારખ વિષે )

સદ્‌ગુરુ કબીર સાહેબ કહે છે કે—હે હંસા ! તું નાના પ્રકારની કલ્પના અનુમાનમાં બધાઇ રહ્યો છે, પૃથ્વી પર પ્રતિમાશિલાને પૂજે છે અને જડ અને ચૈતન્યને એક કરી માને છે એ બધા હંસ નથી પણ બગ છે, અને જેઓ નીરક્ષીરનો નિર્ણય કરે છે તે પારખી છે નીરરૂપી કાયા, માયા, છાયા, વાણી, વેદ, કલ્પના, અનુમાન, એ બધુ જે મિથ્યા ધોખારૂપ નાશવંત છે એમ સમજે છે અને ક્ષીરરૂપી જીવ (ચૈતન્ય) નાના પ્રકારની ભ્રમણામાં ફસાઈ રહ્યો છે તેનો યથાર્થ નિર્ણય કરે છે તે જ પારખી (હંસ) સમજવો અર્થાત જેઓ એ પ્રમાણે પરખ કરીને પારખ પર સ્થિર રહે છે તેને જ સદ્‌ગુરૂ કહે છે કે મારા ભક્ત સમજો અને તે સમજપર હરદમ રહો.

ત્વંપદ, તત્પદ, અસિપદ, ક્ષર, અક્ષર, નિ:અક્ષર, જહદ, અજહદ જહદાજહદ, જીવ, બ્રહ્મ અને આત્મા એ બાર ઠહેરાવ્યાં છે, પરંતુ સદ્‌ગુરુ કહે છે કે.—હે હંસા! તત્વમસિ આદિ સુતર બહુ જ કાંત્યું પરંતુ એ શરીરરૂપી ચરખો રહેટ

ચાલી જ રહ્યો છે, એકઅનેક થઇ રહ્યો છે પણ તેમ થવાથી જીવનું કલ્યાણ નથી કેમકે પારખ વિના બધી સ્થિતિ જૂઠી સમજવી.

( ઠગ ગુરુવાઓનોની ઠગાઈની પરીક્ષા )

તેઓ જગત્માં વિચરે છે અને જીવોને કેવી રીતે ઠગે છે તે સમજો અને પરખો. પોતાના મનને અનુમાન કરી યોગ્યાભ્યાસ કરે અગર કોઈ મૌની બને છે અને કહે છે કે હે પ્રભુ તમો હમારા બાલપણના બેલી છો અમે તમોને છોડી ક્યાં જઇએ એવી રીતે મનમાં લાડુ બનાયા મનમાં ખાઇ લીધા પરંતુ જીભને તો કાંઇ પણ સ્વાદ લાગ્યો નહીં, તેમ વગર અગ્નિએ એવા ભ્રમજ્ઞાન કલ્પનારૂપ અનુમાનરૂપી અગ્નિમાં બળી મુવા, કદાપી પારખ હોતી તો તે સર્વત્ર વ્યાપક એક બ્રહ્મઆત્માઇશ્વર એવી તમામ માનંદિ (અનુમાન) ધોખામાં પડીને ખુવાર થતો નહીં.

( એ જીવ જ્યાં ગયો ત્યાં પોતાના સ્વસ્વરૂપ જ્ઞાન વિના દુઃખી થશે. )

સદ્‌ગુરુ શ્રી કબીર સાહેબ કહે છે કે—હે હંસા ! જીવ પોતે પોતાના નિજપદ પારખ સ્થિતિ વિના જ્યાં જ્યાં ગયો ત્યાં પોતે લાલચમાં લપટાયો. પોતાના વિષય સ્વાદને લઈ માંખી ગોળ ઉપર બેસે છે પછી ચીકાશને લઈ તેની પાંખો લપટાઇ જવાથી ઉડાતું નથી. આખર ત્યાંને ત્યાં ખુવાર થાય છે. તેમ એ જીવ જ્યાં ગયો ત્યાં ખુવાર થયો. સ્થુળમાં ગયો ત્યાં મારી માતા, મારો પિતા, મારો ભાઇ, મારૂં ઘર, મારૂં કુટુંબ, મારી સ્ત્રી, મારો પુત્ર, માર દ્રવ્ય, સંપત્તિ એ બધું

મારું માનીને એમાં લલચાયો અને માયાના ફંદામાં ફસાઇ ગયો, પછી માયાવી કથાઓ, વાર્તાઓ સાંભળીને કલ્પિત વાણીને માનીને કહેવા લાગ્યો કે ભગવત્ ભજન અને ગુરુ વગર જીવનું કલ્યાણ નથી ત્યારે ગુરુવાલોકોના શરણે ગયો, અને નાના પ્રકારનો વિચાર વેદાંત સિદ્ધાન્ત જે ગુરૂવાલોકોએ બતાવ્યું, તે પ્રમાણે વિચાર કરવા લાગ્યો કે હું સ્થુળનો જાણવાવાળો સ્થુળ નહીં, જેમ ઘરમાં રહેવાવાળો ઘર નહીં તો હું સ્થુળમાં રહેવાવાળો સ્થુળ પણ નહીં. જો ઘરમાં રહેવાવાળો ઘર હોતે તો ઘર એવું કોણ કહેત? સ્થુળ સાડા-ત્રણ હાથ, પાંચ તત્ત્વ, ત્રણ ગુણ, ચૌદ દેવતા, દશ ઇંદ્રિય, જાગૃત અવસ્થા તેને હું જાણું છું, જે જે જોવામાં આવે છે તે જાગૃત, તે નેત્ર સ્થાનમા રહે છે. વિશ્વ એનો અભિમાન છે, હું તે જાગૃત અગર વિશ્વ નથી, હું તો એનો સાક્ષી છું, જ્યારે સર્વ રીતે હું સ્થુળ અવસ્થાને જાણું છું તો હું સ્થુળ નથી. એવી રીતે હું સુક્ષ્મ પણ નથી અને કારણ પણ નથી અને મહાકારણ પણ નથી અને કૈવલ્ય પણ હું નથી. એવી રીતે જીવની પાંચ દેહો—સ્થુળ, સુક્ષ્મ, કારણ, મહાકારણ, કૈવલ્ય એવી રીતે તે પાંચ દેહો અને તેની પાંચ અવસ્થાઓ જાગૃત, સ્વપન, સુસુપતિ, તુરીયા અને તિતતુરીયા એવી રીતે પાંચ અવસ્થાને પણ હું જાણું છું માટે હું તેનાથી ન્યારો સાક્ષી તેને જાણવાવાળો પરખવાવાળો જીવ (ચૈતન્ય). તેનાથી ન્યારો તદ્દન સાક્ષીરૂપ નિરાલમ્બ છું. મારી ભૂમિકા અચળ છે.

(પંડિતોની પરીક્ષાપ્રશ્ન)

સદ્ગુરુ કબીર સાહેબ કહે છે કેઃ—હે પંડિતજી! તમો

ચાર કરીને કે સમજીને કહો કે, અર્થ, ધર્મ, કામ, મોક્ષ
કઇ દિશામાં રહે છે, કઇ દિશામાં જવાથી તેની પ્રાપ્તિ
ાય. શું તે ઉત્તરમાં કે દક્ષિણમાં કે પૂર્વમાં કે પશ્ચિમમાં,
વર્ગમાં કે પાતાળમાં રહે છે કે જેની તમે સ્થાપના કરી
? વળી તમે કહો છો કે આત્મા વગર કોઈ જગો ખાલી
થી અર્થાત્ સર્વ ઠેકાણે આત્મા ભરપુર છે અને એ માલીક
તો પછી એ આત્મા નર્કમાં કેમ પડે છે? સદ્‌ગુરુ કહે છે
:—હે હંસા! એ બધો વિચાર મિથ્યા જીવની કલ્પના જ
. જીવે પોતાના અનુમાનથી કલ્પના કરી અને તે કલ્પનાના
સમાં પોતે પડયો અને મગ્ન થઇ જેમ દિવાનો (પાગલ)
ાણસ ગમે તેમ મનને માની ખુશી થાય છે, પણ તદ્દત
ોટું જ તે માનવું છે. પાગલપણાથી કાંઇ મુક્તિ મળે કે?
ાટે પોતાના અસલ સ્વસ્વરૂપ પારખ જ્ઞાનપ્રકાશમાં આવી
ંતસમાગમ કરી સંતગુરુની હરદમ સત્ય બંદગી કરી લ્યો.
ંદગી એટલે જે બને તે સેવા કરવી પોતાનું ધનમાલ
ંતોની સેવા માટે સમર્પણ કર્યા સિવાય અને તન અને મનને
ણ સેવાના કારણમાં જ લગાવ્યા કરશો તો તમારૂં પ્રકાશજ્ઞાન
મોને હાલહજુર જ છે, ફક્ત સેવાના કાર્યમાં કસર હોવાથી
મોને દુર માલુમ પડે છે, નહિ તો સાહેબ સદ્‌ગુરુ હાલહજુર
, તમારાથી દુર નથી નજીકમાં જ છે, તમો પોતે જ પરખી લ્યો.

(શિષ્ય પ્રશ્ન સંકા માટે)

હે સદ્‌ગુરુ આપ જ્યારે સંતોની સેવા કરવા કહ્યું પરંતુ
ંતોતો ઘણા જ નજરે પડે છે તો કોણ સંતોની સેવા
રવા ઉચીત છે.

સદ્દગુરુ કબીર સાહેબ કહે છે કે.

(સાખી) ગુરુ ઘણા સંસારમેં, સેવક સકલહી જાન,
સો ગુરુકો વંદીએ, પદ પરખાવે નિર્બાન.
સાહેબ સાહેબ સૌ કહે, મેરે અંદેશા ઓર;
સાહેબકો પરિચય વિના, બેઠેગા કઇ ઠોર.
કાળ-જપેસો કાળકે, સત્ય જપે સો સુર:
નિસદિન સત્ય સુમર્ણ કરે, પારખ જ્ઞાન ભરપુર.

---

જે કાળનું (કલ્પનાનુ) અનુમાન ઈશ્વરનું ભજન કરે છે, તે આખર ભવ ચક્રમાં જઇ દુઃખી થાય છે, સત્ય જે સત્ય સંગમાં જઇ પારખી સતોની સેવા બંદગી કરે છે તે સદા સુરવિરજ છે. નિસદિન જે સત્ય પારખજ્ઞાનને જ હરદમ યાદ કરી પરખીને જ વરતન કરે છે, તેને સદાય પારખજ્ઞાન ભરપુર પ્રકાશ કરી રહ્યું છે.

## (ભક્તિ જ્ઞાનને યોગ વિષે)

સદ્દગુરુ શ્રી કબીર સાહેબ કહે છે કે હંસા (જીવ) જગત્માં ભક્તિ જ્ઞાનને યોગ એ ત્રણમાં સૌ કોઇ બંધમાન થઇ રહ્યા છે. કોઇ ભક્તિમાં માતા કોઇ જ્ઞાનમાં માતા અને કોઇ યોગમાં માતા આવી રીતે આખુ જગત્ ત્રણ પ્રકારે ભયભીત થઈ રહ્યું છે, પરંતુ પારખ વિના આખરે દુઃખી થઇ ચોરાસીમાં ગયા. એવીરીતે ગુરવા લોકો ત્રણ પ્રકારથી જીવોને મુંઢી રહ્યા છે. કહે છે કે ભક્તિ કરશો તો ભવસાગરથી તરી જશો કોઇ કહે છે જ્ઞાન કરતા રહેવું. અને કોઇ કહે છે કે યોગમાં ધ્યાન ધારણા કરી પરમાત્મા જે જ્યોતિ સ્વરૂપ

નિરંજનના દર્શન થાય છે. એવી માનંદિ કરાવી જગત્ વિના પારખ ભટકાઇ મરે છે.

## (મરણ નામ મિથ્યાનું છે)

સદ્ગુરુ કહે છે કે હે પંડિતજનો અર્થાત હે જ્ઞાની લોક કોણ મર્યું ? જડ મરે છે કે ચૈતન્ય મરે છે? તે તમે સમજી વિચાર કરો અને મને કહો, જો જડ મરે છે કહો છો તો પાંચે તત્વો સાબુત છે, અને ચૈતન્ય મરે છે કહો છો તો ચૈતન્યનો તો નાશ થતો નથી, તો પછી મર્યું શું ? પારખની પ્રાપ્તિ વિના-નાહક ધોખામાં પડીને પોતાની કલ્પનાવડે ભય માનીને વિના વિચારે દુઃખી થયો, કારણકે મર્ણ નામ મિથ્યાનું છે.

## (કસાઇ કોણ ! બિજાઓને દુઃખ દેવે તે)

હે પંડિતો ! હે બુદ્ધિમાનો ! ખુબ વિચાર કરીને જુવો કે વેદ અને કુરાનમાં અને શાસ્ત્રોમાં જે હકીકત કહી તે પ્રમાણે કોણ ચાલે છે? જરાક પણ ખ્યાલ કરતા નથી. હિન્દુ કહે છે કે દયા રાખવી એ મોટો ધર્મ છે પરંતુ દેવી પૂજન કરે છે ત્યાં બકરાનો ભોગ આપે છે તો દયા ક્યાં રહી? બીચારા પરાયા જીવોને દુઃખ દેવુ એનું જ નામ પાપ છે. મુસલમાનો કહે છે કે સર્વ જીવો પર રહેમ રાખવી પરંતુ તેઓ ખુદાને નામથી જીવહત્યા કરે છે સારેદિન ભુખ્યા રહે છે પાણી પણ નહી લેવે પરંતુ સાંજે મુરધીને મારી નાખે છે તો તેમની ક્યાં રહેમ રહી ? અને કહે છે કે ખાવીખાવીંદમાં ખુદા ભરપુર છે અને હિન્દુ કહે છે કે સર્વત્રમાં રામ રમી રહ્યા છે, તો જીવ હત્યા કરતા તો બીલકુલ ડરતા જ નથી, આવા દયા હિણને

ધર્મશાસ્ત્રના અગુવા કહેવા કે કસાઇ કહેવા કારણકે શાસ્ત્રના વચનની પણ મર્યાદા પાળતા નથી, દયા એજ જગત્‌માં મોટો ધર્મ છે. માટે દયા ધર્મને કદી પણ છોડવો નહીં, જો તમારા દેવતાઓ ભૂખ્યા થતા હોય તો ખેતરમાં ચરતાં બકરાંને ખાઇ લેવે નહી? એ સર્વે જીવને સ્વાદના માટે દેવનું જ નામ બાનુ આપી પોતે હિંસા કરે છે.

જીવદયા ઓર આત્મપૂજા;
કહે કબીર ઓર નહિં દૂજા.

વેદ કુરાન ઔ શાસ્ત્રમાં, મુખ્ય વાત હૈ દોય;
સુખદેવે સુખ મીલત હે, દુઃખદેવે દુખ હોય.

(ગ્રહણ વિષે)

સદ્‌ગુરુ કબીર સાહેબ કહે છે કે:–હે પંડિતો ! જ્ઞાનીઓ ! યોગીઓ ! તમોને પુછું છુ કે તમારા હૃદયમાં ગ્રહણ ક્યારથી લાગ્યુ છે? હે જીવ જે વસ્તુનું અનુસાન કરો છો તેનું તો કંઇ ઠેકાણું પણ નથી. અર્થાત્ એટલુ પણ જાણતા નથી કે જીવથી જ અનુમાન, વાણી, કલ્પના, યોગ, સમાધિ, જ્ઞાન. વિજ્ઞાન, આનંદ આદિ પેદા થાય છે, તો પછી કયો શબ્દ લઇને તમે પોતાને ગુરુ કહેવડાવો છો? નાહક બીચારા ભોળા ભાલા જીવોને બંધનમાં નાખો છો, ગ્રહણ તો તમોને ઘણા કાળથી જીવોને અજ્ઞાનરૂપી લાગેલુ છે, તે ગ્રહણને છોડી અધર આકાશમાં રાહુકેતુના જપાટાને માન્યતા કરી તેવા દુઃખરૂપી ગ્રહણને નાહી લેવો છો, માટે હૃદયનું ગ્રહણ મટાડવા

કોશીષ કરો કે જેથી જન્મમર્ણાદિ ગ્રહણનો નાશ થાય તો અભય પદને પામો, અને એવુ ટકસાર પારખજ્ઞાન પ્રકાશરૂપ જ્ઞાનને હમેશા જગત્ના જીવોને કઢાવો, જેથી જગત્ જીવો પારખ પ્રકાશજ્ઞાનને પ્રાપ્ત કરી જીવન મુક્ત થાય.

(ૐકાર ઓંકારની આદિ ઉત્પત્તિ)

સદ્દગુરુ શ્રી કબીર સાહેબ કહે છે કે:-હે-હંસો ! ઓંકાર એ પણ જીવની કલ્પના ઠહેરે છે કેમકે ઓંકાર શબ્દને માનીને ધોખામાં પડયો, પરંતુ ઓંકારની આદિ જીવ વિના કોણ કરે ? અર્થાત્ જે ઓંકારને લખે છે તથા મટાડી દે છે તેજ ઓંકારના આદિરૂપ જીવ છે. એવુ સમજીને સુધરતો નથી અને નાહક ધોખો ખાય છે. તેથી સદ્દગુરુ કહે છે—તમો એક સચ્ચિદાનંદ બન્યા તથા બહુ સુખી થયા એ કયાં છે અને કયાં રહ્યા ? અર્થાત્ જેણે એ પ્રમાણે પદનો વિચાર કર્યો તે કયાં છે ? નાહક અનુમાનમાં આનંદ માનીને દુઃખી થયા.

(ધણી વિના નાહકે વિયોગમાં સાર્યા ગયા)

એક ઇશ્વર, બ્રહ્મ, સિરજનહાર માનીને જીવો નાહક દિવાના બન્યા અને પોતે તેણે ધણી માનીને તેમનો વિયોગ કરવા લાગ્યા કે મને પરમાત્મા ઇશ્વર કયારે મળશે, અને તેમની સાથે કયારે (સુખ ભોગવીશ.) આવાને આવા વિચારોમાં આખર મરી ગયો ચોરાસીમાં જન્મમર્ણના રહટમાળમાં પડયો પણ હજુ તેનો ખાવીંદ જે માની રાખેલો બ્રહ્મ ઈશ્વરે તો તેની તરફ કદી પણ નજર કરી સુખ આપ્યુ નહીં, કારણ કે જે વસ્તુ નથી તેની આશા નકામી જ છે. જેમ સુવા (પોપટે)

સેંમેરના વૃક્ષના ફુલનું સેવન કર્યું કારણ કે તેનો રંગ સારો જોઈ તેનુ ફળ પણ ઘણુજ ઉત્તમ હશે એવા વિચાર (મોહના) વડે પોપટે જયાં ફળને પાકવાથી ચોંચ મારી તો તેમાંથી રૂઈ ઉડવા લાગ્યુ તેમ દેખી પોપટ ગભરાયો કહેવા લાગ્યો કે મેં નાહક ટાઈમ ગમાયો. એવીરીતે એ જગત્ જીવો ખોટી માનંદિરૂપ ઇશ્વર બ્રહ્મની કલ્પનામાં આખર દુખી થયા એમ કર્તાની પ્રાપ્તિ માટે જીવ નાના પ્રકારની તસ્તા ઉઠાવી રહ્યો છે, પણ તેને પ્રાપ્તી વિના ઘણો જ ગભરાયો આખર ગુરુવા લોકોની સંગે જઈને યોગ્યાભ્યાસ કરીતે સમાધિષ્ટ વત રહેવા લાગ્યો ત્યાં પણ નાહક દુખી થઇ ચોળો છોડી ભવચક્રરમાં પડયો; કારણ કે પારખજ્ઞાન વિના જીવની સાચી સડકનો રસ્તો કોણ બતાવે ?

(કબીર સાહેબનું વચન)

પઢે ગુણે કયા કીજીએ, મન બૌરાહો
અંતે બિલૈયા ખાય, સમજ મન બૌંરાહો.
મરકટ મુઠી સ્વાદકી, મન બૌરાહો;
લીના ભુજા પસાર, સમજ મન બૌરાહો.
કામ વશ ગજમથી પર્યો, મન બૌરાહો;
અંકુશ સહીયો શિશ, સમજ મન બૌરાહો
છુટનકી શપથ પરી, મન બૌરાહો;
ઘરઘર ખાયો ડાંગ, સમજ મન બૌરાહો.

ઉપર પ્રમાણે જીવો જેમ મરકટની મુઠીની—વડે તેઓ ગાગરમાં મુઠી ચણાની ભરવા જાય છે પરંતુ ચણાની ભરેલી

કોશીષ કરો કે જેથી જન્મમરણાદિ ગ્રહણનો નાશ થાય તો અભય પદને પામો, અને એવુ ટકસાર પારખજ્ઞાન પ્રકાશરૂપ જ્ઞાનને હમેશા જગત્‌ના જીવોને દઢાવો, જેથી જગત્ જીવો પારખ પ્રકાશજ્ઞાનને પ્રાપ્ત કરી જીવન મુક્ત થાય.

(ૐકાર ઓંકારની આદિ ઉત્પત્તિ)

સદ્‌ગુરુ શ્રી કબીર સાહેબ કહે છે કેઃ–હે–હંસા ! ઓંકાર એ પણ જીવની કલ્પના ઠહેરે છે કેમકે ઓંકાર શબ્દને માનીને ધોખામાં પડયો, પરંતુ ઓંકારની આદિ જીવ વિના કોણ કરે ? અર્થાત્ જે ઓંકારને લખે છે તથા મટાડી દે છે તેજ ઓંકારના આદિરૂપ જીવ છે. એવુ સમજીને સુધરતો નથી અને નાહક ધોખો ખાય છે. તેથી સદ્‌ગુરુ કહે છે.—તમો એક સચ્ચિદાનંદ બન્યા તથા બહુ સુખી થયા એ કયાં છે અને કયાં રહ્યા ? અર્થાત્ જેણે એ પ્રમાણે પદનો વિચાર કર્યો તે કયાં છે ? નાહક અનુમાનમાં આનંદ માનીને દુઃખી થયા.

(ધણી વિના નાહકે વિયોગમાં સાર્યા ગયા)

એક ઇશ્વર, બ્રહ્મ, સિરજનહાર માનીને જીવો નાહક દિવાના બન્યા અને પોતે તેણે ધણી માનીને તેમનો વિયોગ કરવા લાગ્યા કે મને પરમાત્મા ઇશ્વર કયારે મળશે, અને તેમની સાથે કયારે (સુખ ભોગવીશ.) આવાને આવા વિચારોમાં આ-ખર મરી ગયો ચોરાસીમાં જન્મમર્ણના રહટમાળમાં પડયો પણ હજુ તેનો ખાવીંદ જે માની રાખેલો બ્રહ્મ ઇશ્વરે તો તેની તરફ કદી પણ નજર કરી સુખ આપ્યુ નહીં, કારણ કે જે વસ્તુ નથી તેની આશા નકાંમી જ છે. જેમ સુવા (પોપટે)

પૂરણ કહત દેખો । બાની કૃપાણ પૈની ।
છેદ જાત વારપાર । જૈસી કટારી હૈ ॥ (૫)

એ વાણી જગતમાં ગુરુવા લોકોએ જેમ કટારી મારે છે તેમ એ વાણીવડે જીવોને છરીની માફક મારવા માટે જીવોને ઘાયલ કરી નાખ્યા છે, પરંતુ પારખજ્ઞાન વિના–એ વાણીરૂપ તરવારથી (કટારથી) છરીથી બચવુ મુશ્કેલ છે.

(એક આત્મા વિષે)

સદ્ગુરુ કબીર સાહેબ કહે છે કે હે પંડિતો! હે વિદ્વાનો! હે જ્ઞાનીઓ! આપ વાણીવડે કહો છો કે આત્મા તો નિર્બંધન અને સદા મુક્ત રહે છે એમ કહો છો તો તે તમારૂ કહેવુ મિથ્યા છે જો આત્માને મુક્ત કહો છો તો પછી એ જગતમાં બંધન કોણ છે? જરાક ખ્યાલ કરો? ઘેરઘેર બંધનની તો વાર્તાઓ જ છે, બધનમાં તો સદાએ આત્મા પડી રહેલો છે. તેને કલ્પનાથી માની લીધું કે મુક્ત છે, જેમ વાંજણીને પુત્ર થયો એવુ તમારૂ કહેવુ તે અસંભવિત ઠેકાણા વગરનું જેમ નિસાવાદિ ફાવે તેમ બકે તેના વચનનું કાંઇ ઠેકાણુ નથી તેમ તમારા વચનનું કાંઈપણ ઠેકાણું નથી. ખાલી ગપાટા જ માર્યા કરનાર છો. યોગ સમાધિથી મુક્તિ માની તે પણ તમારો પ્રપંચ જ છે કારણ કે યોગ સમાધિ તો જ્યાં સુધી શરીર છે ત્યાંજ સુધી રહે છે, પછી શરીર છુટી જશે ખોપરી ફુટી જશે ત્યારે નાહ રહે યોગ કે સમાધિ તદન નાહક જ મિથ્યા જીવની જ કલ્પના જ છે, એવા ખોટા અભ્યાસ વડે જીવ ફરી ચોરાસીમાં ગયો અને દુઃખી થયો.

મુઠી ગાગરમાંથી શી રીતે નીકળે ? ખાલી હોય તોજ નીકળી શકે. પરંતુ વાંદરાઓને મનમાં એક શંપય ભરાયો કે જો છોડી દઇશ તો મારો ખોરાક જતો રહેશે તેમ ખોરાકના મોહને વડે પોતે બંધનમાં જ રહી ગયો. અને ઘેરઘેર (ડાગ ખાઇ) લાકડી ખાઇને માગવા માટે મદારી લઇ ગયો તેવીરીતે એ જીવ પણ વિષયની લાલચમાં આખર ચોરાશીમાં ગયો, તેવીરીતે સમાધિયોગ્યાભ્યાસ અને અનુમાનની ભક્તિને માની એ જીવ નાહક ખરાબ થયો. જેમ હાથી કાગળની હાથણી જોઇ મોહ વશમાં તેના ભણી ગયો તુરત જ ખાડામાં પડી માર્યો ગયો, નહિં કામ શાન્તી થઇ કે નહિં મુક્તી મળી એવી રીતે એ જીવ પણ નાહક ગુરુવાઓની ભ્રમિતવાણીમાં વારમ્વાર દુઃખમય જીંદગી વીતાવવા લાગ્યો, કારણ કે પારખજ્ઞાન વિના તેના મનને કયાંથી શાન્તિ હોય ?

## (માયારૂપી કલ્પનાની વાણીમાં કેમ ફસાયો ?) તે વિશે.

### ( પંચપદી )

કહીં કહત વિષ્ણુ સે । ન દેવ કોઇ ઔર દૂજા ।
જગ કે ઉદ્ધાર હેત । લીલા જિન ધારી હૈ ॥ (૧)
કોઇ કહત શંકર સે । ભોલા ન ઔર કોઇ ॥
મુક્તિ ઔર સંપત કે । દાતા ત્રિપુરારી હૈ ॥ (૨)
કહીં કહૈ ઉત્પતિ સ્થિતિ । લય કો કારણ હૈ ભાણ ।
તીન લોકમાંઝ જાન । જાકી ઉજિયારી હૈ ॥ (૩)
કહીંતો ગણેશ જીકિ । મહીમા અતિ દેખીયત ।
કહીં શક્તિ આગે । સબ દેવતા બિચારી હૈ ॥ (૪)

પેદા થયો એટલે પેદા થવાનું કારણ જ સ્ત્રી છે, જો સ્ત્રી ન હોત તો સર્વ જગત્ ક્યાંથી પેદા થાત? એટલે ઉત્પત્તિનું કારણ સ્ત્રી તેમાં જઇને પાછું ફરીને બીજ શું કરવા વાવ્યું! તેં પોતાની માતાના પેટથી પેદા થઇને શું કર્યું? નાના પ્રકારના દુ:ખને જ પ્રાપ્ત થયો તેમજ બીજ વાવીને બીજા જીવને શું કામ દુ:ખ દીધું? હે સંતો! જુઓ જીવની બાજી કે બુંદથી શરીર બનાવે છે અને જીવ જ ગર્ભમાં વાસ કરે છે જીવ જ મૈથુન કરે છે અને જીવ જ ગર્ભમાં વાસ કરે છે. દસ મહિના માતાના ગર્ભમાં રહે છે, પછી મુત્રદ્વારાથી બહાર આવે છે. થોડા દીવસ અજ્ઞાનતામાં રહીને ગુમાવ્યા, થોડા દિવસ રમતગમતમાં ગુમાવ્યા અને પાછો સ્ત્રીમાં જઇને લાગ્યો અર્થાત્ સ્ત્રીના જ મોહમાં બાલ્યાવસ્થાથી તે વૃદ્ધાવસ્થા સુધી આખી ઉમ્મર ગુમાવી જયારે વિષયેન્દ્રિય બધી શિથિલ થઈ અને મરણ આવ્યું એટલે મોહવશાને લઇ રોવા લાગ્યો. જો પહેલેથી જ વિષયને છોડીને જો પારખપ્રકાશ જ્ઞાનને પ્રાપ્ત કરવા પારખનિષ્ઠ સંતોને શરણે ગયો હોત તો આવી બુરી હાલત તે મરવાનો સમય ન આવત (માટે હે વાંચનવર્ગ! તમો ધ્યાનપૂર્વક આ હકીકત ખાસ ધ્યાનમાં લઈ પોતાની સ્થિતિ સુધારવા હાલ અને ઉતાવળથી જ એ કાર્ય પારખ-પ્રકાશને પ્રાપ્ત કરવા વિલંબ કરવો નહીં.)

## (બીજકસાર સિદ્ધાન્ત)

સદ્‌ગુરુ શ્રી કબીર સાહેબ કહે છે કે હે હંસા! ચેતન્ય! તું પારખ વિના નાના પ્રકારની જાળમાં બંધાઈ રહ્યો છે તેને

(પોતે જીવસ્વત છે તો પણ મનની કલ્પનામાં ભુલ્યો)

એ જીવ પોતાની કલ્પનાના વશ થઇ પોતાની કલ્પેલી વસ્તુમાં જ ભરમાયો (ભુલો પડયો) જેમ કોઇ પોતાના જ હાથે જેર ખાઇને મરી જાય તો તેને કોણ બચાવે, એવીરીતે પોતાની પારખ સ્થિતિ વિના ભ્રમમાં નાહક માર્યો ગયો પોતે પોતાના અનંદમાં માર્યો ગયો. તેના નામ વિપયાનંદ, જગદાનંદ, યોગાનંદ, રામાનંદ, ત્રિગુણાનંદ, બ્રહ્માનંદ, ગંધર્વાનંદ આત્માનંદ એવા પોતાના માનંદિરૂપ અનેક પ્રકારના આનંદમાં મગ્ન થઇ એક ફક્ત પારખ વિનાજ માર્યો ગયો.

( સ્ત્રી, પુત્ર, ધન વિગેરેનો મોહ છોડવા વિષે )

સદ્‌ગુરુ કબીર સાહેબ કહે છે કે—હે હંસા! સ્ત્રીરૂપી સ્ત્રીનું મુખ જોઇને અને મીઠી મધુરી વાતો રાગરંગણીને જોઇ તું મોહવશ અને કામવશ થઇ લુબ્ધ થઇ રહ્યો છે, જેમ કમળને જોઇ ભમરો લુબ્ધ થાય છે તેમ તું પણ તે ભમરાની પેઠે જ માર્યો જાય છે. વિચાર કરીને જુવે તો હાડકાં માંસ ચામડીથી મઢેલી જ છે વાસ્તવિક વસ્તુ તો પાંચે તત્વો જ છે. તેવા જડ સરીરના મોહ વડે તું પણ જડ બની ગયો, ખોટો ચામડાંનો મોહ કરવા લાગ્યો, ત્યારે તારાથી બીજો ચામડીઓ કોણ? ઢેડ કોણ? ખોટી વસ્તુને રાચે તે ખોટો જ છે. એ સુભાગે જીવો! તમોને સ્ત્રી પુત્ર ઘર ધન આદિનો લોભ કેમ લાગ્યો? અરે દિવાના જીવ! એવા લોભને વશ થઈ તેં એ રત્નચિંતામણિ અમુલ્ય મનુષ્યજન્મને નાહક (ફોગટ) ગમાયો. પૂર્વજન્મ ભૂમિરૂપી સ્ત્રી અર્થાત્ પહેલાં સ્ત્રીથી પેદા

જન્મ ખોઇ નાંખ્યો. પરંતુ પરખીને તમામ અધ્યાસને છોડી દે અને પ્રત્યક્ષ ચૈતન્યની સ્થિતિ કર

## ( યોગક્રિયાની પ્રવૃત્તિ )

સદ્‌ગુરુ કબીર સાહેબ કહે છે કે હે જીવ! જે યોગિ લોકો યોગક્રિયા કરે છે તે પણ મનની મમતા અને તને બંધનકારક છે, ષટચક્ર રૂપી મૂળાધાર ગુદાચક્ર ચતુર્દળ કમળને વેધી નાખ્યું પ્રથમ ગણેશક્રિયા કરીને ગુદાને સાફ કરે છે, ગુદાથી પાણી ખેંચે છે, જ્યારે પાણી ચઢવા લાગ્યું, પછી છોડવા લાગ્યો તેને બસ્તિક્રિયા કહે છે. જ્યારે બસ્તિક્રિયા પુરી થઇ એટલે પવન ચઢાવવા લાગ્યો અને ગુદાચક્રને વિંધ્યું તે ઉપરાંત સ્વાધિષ્ઠાન ચક્રલિંગ ભૂમિ પેઢુના ઉપર છ દળકમળને વેધવા લાગ્યો, ગજક્રિયા કરવા લાગ્યો. તેને બાર આંગળની ત્રાંબાની સળી લિંગમાં ચલાવી તેથી લિંગદ્વાર સાફ કર્યો પછી લિંગથી દુધ ખેંચવા માંડયું ત્યારે શહદ (મદ) ખેંચ્યું એટલે ગજક્રિયા સિદ્ધ થઇ. પછી લિંગમાં વાયુ ખેંચીને સ્વાધિષ્ઠાન ચક્રને વેધ્યું અને અપાન સમાન મેળવ્યું અને મનિપૂર ચક્ર વેધવા માટે ધોતીક્રિયા કરવા લાગ્યો. મનિપૂર ચક્ર નાભિસ્થાનમાં દશ દળકમળ તે બે આંગળ પહોળી અને નવ હાથ લાંબી ધોતી પેટમાં ગળી જવી. પછી બહાર કહાડવી મેલ ધોઈને પાછી ફેર નાંખવી ત્રણવાર થાય એટલે ધોતીક્રિયા સિદ્ધ થઈ કહેવાય પછી નાભિથી પવન ઉઠાવીને મનિપૂર ચક્રને વેધ્યું પછી અપાન સમાન બેઉ પ્રાણમાં અનહદ ચક્ર વેધવા માટે મેળવ્યાં, અનહદ ચક્ર હૃદયસ્થાનદ્વારા દશ દળકમળ કુંજર ક્રિયા કરવી પ્રાતઃ સમયે ખુબ પાણી પીવું અને બહાર

પરખીને તું પોતે જ પોતાનો છુટકારો કરી લે અને તારા શરીરના છુટતા પહેલાં જ તું તારૂં નિજ સ્વસ્વરૂપને પારખી લે અને તારી હયાતીમાં જ સ્થિર થઈ જા, નહિં તો મરણ પછી તારી સ્થિતિ ક્યાં થશે? આવો મનુષ્યજન્મ પ્રાપ્ત કરીને જો તું આ વખતે ચેતીશ નહીં તો પછી અંતમાં તારૂં કોઈ સાથી કોઇ થવાનું નથી તેં જે બ્રહ્મ, ઇશ્વર, ખુદા એમ એક આત્માની માનંદિ માની અનુમાન કર્યું છે તે ક્યાં છે? એ તો સંપૂર્ણ તારી માયા કલ્પના અનુમાન જ છે જીવ વિના આત્મા, બ્રહ્મ, ઇશ્વર એવું કોણ કલ્પે? એ કલ્પના વડે તું ઘણું જ દુખ ભોગવીશ માટે પહેલેથી જ છોડી દે, અને પારખમાં સ્થિતિ કર.

કબીર સાહેબ કહે છે કે હે હિંદુ અને મુસલમાનો! તમો પોતે સંતગુરુ મહાત્માઓના સુકર્મોની અમર કીર્તિને યાદ કરો, દુષ્કર્મોના કારણે જ તમો કાયર બની ગયા છો. સ્વાર્થ અને દ્વેષનો ત્યાગ કરો. એક બીજા પર પ્રેમ રાખો આપસમાં કોઈ પણ બાબતે લડો નહી. માનવહૃદયમાં પરમાત્મા ઇશ્વર છે. મંદિર અને મસ્જિદ મનુષ્યોનાં બનાવેલાં કલ્પિત જ છે. પારખજ્ઞાનથી વિચાર કરીને ખોટા સ્વભાવો જે અત્યાચાર, વ્યભિચાર, અન્યાય, ક્રોધ, કલ્પના, મિથ્યાભાષણ તથા મિથ્યા સંસારની તમામ નાસ્તિક વસ્તુનો મોહ છોડી દઈ પોતાનું અસલ ચૈતન્ય પદ પરખીને મુક્ત થાઓ

સદ્‌ગુરુ કહે છે કે હે સુભાગે જીવ! તને સંપૂર્ણ લોભ લાગ્યો છે તેને છોડી દે. કારણ કે તને સ્વર્ગ આદિની પ્રાપ્તિ તથા પુણ્ય દ્રવ્ય આદિનો મદ લોભ શા માટે કરે છે, એ તમામ તને બંધન છે, એવા બંધનમાં તું નાહક પડયો છે અને રત્ન

જન્મ ખોઇ નાંખ્યો પરંતુ પરખીને તમામ અધ્યાસને
દે અને પ્રત્યક્ષ ચૈતન્યની સ્થિતિ કર

(યોગક્રિયાની પ્રવૃત્તિ)

સદ્ગુરુ કબીર સાહેબ કહે છે કે હે જીવ! જે ર
લોકો યોગક્રિયા કરે છે તે પણ મનની મમતા અને તને બં
કારક છે, ખટચક્ર રૂપી મૂળાધાર ગુદાચક્ર ચતુર્દળ કમળને
નાખ્યું. પ્રથમ ગણેશક્રિયા કરીને ગુદાને સાફ કરે છે, ગુ
પાણી ખેંચે છે, જ્યારે પાણી ચઢવા લાગ્યું, પછી છોડવા લ
તેને બસ્તિક્રિયા કહે છે. જ્યારે બસ્તિક્રિયા પુરી થઇ ર
પવન ચઢાવવા લાગ્યો અને ગુદાચક્રને વિંધ્યું તે ઉ
સ્વાધિષ્ઠાન ચક્રલિંગ ભૂમિ પેઢુના ઉપર છ દળકમળને વે
લાગ્યો, ગજક્રિયા કરવા લાગ્યો. તેને બાર આંગળની ત્રાંબ
સળી લિંગમાં ચલાવી તેથી લિંગદ્વાર સાફ કર્યો પછી લિં
દુધ ખેંચવા માંડયું ત્યારે શહદ (મદ) ખેંચ્યું એટલે ગ
ક્રિયા સિદ્ધ થઇ. પછી લિંગમાં વાયુ ખેંચીને સ્વાધિષ્ઠાન ચ
વેધ્યું અને અપાન સમાન મેળવ્યું અને મનિપૂર ચક્ર વે
માટે ધોતીક્રિયા કરવા લાગ્યો. મનિપૂર ચક્ર નાભિસ્થાન
દશ દળકમળ તે બે આંગળ પહોળી અને નવ હાથ લ
ધોતી પેટમાં ગળી જવી. પછી બહાર કહાડવી મેલ ધો
પાછી ફેર નાંખવી ત્રણવાર થાય એટલે ધોતીક્રિયા સિદ્ધ
કહેવાય પછી નાભિથી પવન ઉઠાવીને મનિપૂર ચક્રને વે
પછી અપાન સમાન બેઉ પ્રાણમાં અનહદ ચક્ર વેધવા
મેળવ્યાં, અનહદ ચક્ર હૃદયસ્થાનદ્વારા દશ દળકમળ કુ
ક્રિયા કરવી પ્રાતઃ સમયે ખુબ પાણી પીવું અને બ

કાઢવું પાછું પીવું ને પાછું બહાર કાઢવું. એ પ્રમાણે ત્રણ વખત કરવું તે પછી સવા હાથનું દાતણ બનાવીને પાણીની સાથે ગળામાં નાખી કુંજળક્રિયા સિદ્ધ કરવી. પછી વાયુ ઉઠાવવો અને અનહદ ચક્રને વેધવું. પ્રાણ અપાન સમાન ત્રણેને લાવીને ઉદાનમાં કંઠમાં મેળવવા, તે કંઠમાં વિશુદ્ધ ચક્ર સોળ દળ કમળ લંબિકાયોગ કરવો. આહાર દુધનો કરવો, બહુ બોલવું નહીં, જીભની તળેની રગ (નસ)ને માખણ અને સિંધવને ખારથી રગડવી અને પ્રાતઃ સમય જીભને દોહન કરવી. એ રીતે જીભને વધારવી અને ઉર્ધ્વદ્વારમાં લગાવવી અને ભમર ગુફામાં અમૃત ચુવે છે તેને પીવું જ્યારે અમૃત પાન કર્યું એટલે દેહ જાગી અને લંબિકા યોગ થયો. પછી વિશુદ્ધ ચક્ર વેધ્યુ તે પછી ત્રિકુટી સ્થાનમાં અગ્નિ ચક્ર બે દળ કમળ ત્યાં નેતી ક્રિયા કરવી, નાકમાં બત્તી નાંખી ધોવુ, પછી ઉદાન વાયુને જીતીને પ્રાણાયમ કરવા કંઠથી વાયુ ઉઠાવવો, વિશુદ્ધ ચક્રને વેધીને અગ્નિ ચક્રમાં જ્યારે આવે ત્યારે જીભને લઇ જઇને ઉર્ધ્વદ્વારમાં લગાડવી, શ્વાસ કુંભક થઇને લય થયો એટલે દેહશુન્ય થઇ ગઇ, કામ ક્રોધ લોભ મોહ એ બધા શિકારીને નસાડી બ્રહ્માંડમાં વાસ કર્યો, ગગનમાં શ્વાસ ચઢાવીને ઉર્ધ્વદ્વારમાં રોકયો અને જ્યાં દિવસ અને રાત્રિ બેઉએ નથી ત્યાં સુષુમના થઇ બ્રહ્માંડને ફોડયુ એ રીતે એ જીવ યોગિ જઇ પહોંચ્યો અને સંગે મન બુદ્ધિ, હંકાર આદિ શત્રુઓ છુટી ગયા અને નિર્વિકલ્પ સમાધિ થઇ પરંતુ જીવે આ પ્રમાણે હકીકત સાંભળીને તે વાણી વિલાશના હેતુને પરખ્યા વિના આખર દેહ છુટી જવાથી ચોરાસીમાં ગયો ત્યાં દુઃખી થયો. કારણ કે

પોતાની પારખ વિના સમાધિયોગાદિ શુ કામ આવે ? નાહક દુઃખનું જ ઘર પોતાની કલ્પનાથી એ જીવ ગુરૂવા લોકોના સંગથી પેદા કરીને આખર દુઃખનું ઘર (સળગતુ ઘર) ભાડે લીધા જેવુ કર્યું. એક પારખ વિના આખો સંસાર કલ્પનાના અગ્નિમાં બળે છે.

## સંત મહંતો સુમિરેસોઈ, જો કાલ ફાંસસે બાંચા હોઇ?

સદગુરૂ કબીર સાહેબ કહે છે કેઃ-હે હંસા ! હે સંતો ! હે મહંતો ! આપ જેનું સુમરન કરો કે જે કાળના પંજામાંથી બચેલા હોય ? કાલ કહીએ કલ્પના, ભાસ, અધ્યાસ, અનુમાન, એવા ભ્રમ ધોખાથી જે બચેલા હોય એવા જે પારખનિષ્ટ સંતગુરૂઓની સરણે જાઓ જેથી તમો પણ પારખ પ્રકાશ જ્ઞાનને પ્રાપ્ત કરીને કાળરૂપી ફાંસીથી બચી શકો છો. જેઓ દત્તાત્રયે પારખનો ભેદ ન જાણ્યો ? અર્થાત્ જો પારખની પ્રાપ્તિ હોતી તો ગોરખ જેવા યોગિ પણ ભૂલમાં પડીને મિથ્યા ધોખારૂપ યોગ્યાભ્યાસમાં બ્રહ્માણ્ડમાં પવન રાખવાની શું જરૂર હતી ? તેથી એ પણ યોગ યુક્તિ કરીને ધોખામાં સમાયા આખર ચોરાસીમાં ગયા, પારખ સ્થિતિ વિના મોટા મોટા પણ ભ્રમમાં માર્યા ગયા, પરંતુ જેને પારખ સ્થિતિ મળી તેઓ આ મહાન ભવસાગરથી તરી જઇ સદાય પારશ પ્રકાશ અસલિયાત પણામાં જે પરમ સત્ય વસ્તુ અમર ચૈતન્ય પદ સ્વતમાં સ્વયં નિજપદ પારખ ભૂમિકા પર દ્રઢ વિશ્વાસ રાખી મુક્ત થયા.

(સાખી)—ભૂલ મીટે ગુરુમીલે પારખી, પારખ દેવે લખાઇ;
કહે કબીર ભૂલકે ઔષધ, પારખ સબનકી ભાઈ.

શ્રી સદ્ગુરુ સાહેબ કહે છે કે હે હંસા ! ચૈતન્ય ! પારખી ગુરુ વિના આ ભવસાગરમાંથી પાર કરનાર કોઈ પણ નથી કારણ કે ભૂલથી જગત્ પેદા થાય છે, એમ ભૂલ મટી જવાથી જગત્ વાસનાનો ત્યાગ થાય છે, વાસનાનો ત્યાગ થવાથી સંસાર પણ તેની દષ્ટીએથી નાશ જણાય છે.

॥ કહેત કબીર સુન મેરે મુનિયા,
આપ મૂવે સબ ડુબ ગઇ દુનિયા. ॥

જ્યાં સુધી જીવને ડર રહે છે ત્યાં સુધી ડર (ભય) વડે નાના પ્રકારની ભૂલમાં કલ્પનામાં ભટકાય છે, અને તેમાં દુઃખી થાય છે.

( સવૈયા )

ડર હિતે યોગ ઔ યજ્ઞ કરત નર,
ડર હિતે દાન પુણ્ય ધ્યાનકો ધરત હૈ.
ડર હિતે રાજ્ય છાંડી ભૂપ વન ખંડ ગયે,
ડર હિતે તપસ્યા કરી ડરહિમેં મરત હૈ.
ડર હિતે ભક્તિ ઔ જ્ઞાનકો અભ્યાસ કરૈ,
ડર હિતે અંન્ન છાંડિ દૂબકો ચરતુ હૈ
ડર હિ વ્યાપક તિહુલોકકો બંધન ભયો,
પૂરન પરખ વિન ડર ના સરતુ હૈ.
(ગુરુવા લોકોની વાતમાં પરિણામે કંઈપણ સાર નથી)

સદ્દગુરુ કહે છે કે હે હંસા ? ચૈતન્ય ! ગુરુવા લોકોએ જગત્માં પોતાની માનંદિ ચલાવવા અનેક તરહસે જેમ ઠગ લોકો ઠગે છે તેમ ઠગવા પ્રયતન કરવામાં કસર રાખી નથી.

(કવિત)

કોઈ જન્મ અંધ । તાકો નૈન સુખનામ ભયો ॥
ઇતને મેં ફુલયો । પર નેત્ર નહિં આયો હૈ ॥
કોઇ જન્મ રોગી । તાકો દેહ સુખ નામ ધર્યો ॥
નામહિકો મહાત્મ । કછુ સુખ નહિં પાયો હૈ ॥
કાનનકો બહિરા । તાકો બહુ શ્રોતા કહે લોગ ॥
બાની કો રસ । તાકો સ્વપ્નહુ નહિ ભાયો હૈ ॥
મૂકકો વક્તા કહિ । નામ ધરા પુરાનન મેં ॥
ઐસોઇ હી ગુરુવનને । જગત્ બ્રહ્મ ગાયો હૈ ॥

---

સદ્દગુરુ કબીર સાહેબ કહે છે કે હે હંસા ! એ જગત્માં માયાના મોહને લઇ નાના પ્રકારની ગુલામગીરી કરી રહ્યા છે જીવો ભ્રમ ચક્કરમાં પડી આખર ખુવાર થયા અને પોતાના સ્વસ્વરૂપ નિજ પદને ભૂલ્યા તે વિશે.

( ચોખોલા )

કોઇ દેવકે ગુલામ, કોઈ મંત્ર કે ગુલામ, કોઈ યંત્ર કે
ગુલામ, કોઇ તંત્ર દે ગુલામ હૈ (૧)
કોઈ રાજ કે ગુલામ, કોઈ કાજકે ગુલામ, કોઇ નાજ કે
ગુલામ, મહારાજ કે ગુલામ હૈ (૨)
કોઇ રાની કે ગુલામ, મહારાની કે ગુલામ, વેદબાની કે
ગુલામ, દિલજાની કે ગુલામ હૈ. (૩)

કોઈ યોગ કે ગુલામ, કોઈ ભોગ કે ગુલામ, મહારોગ કે ગુલામ, પૂર્ણ પર્ખ આઠો જામ હૈ. (૪)

(સાખી) સકલો દૂરમતિ દૂર કર, અચ્છા જન્મ બનાવ,
કાગ ગમન ગતિ છોડકે, હંસ ગમન ચલિઆવ.

સદ્‌ગુરુ શ્રી કબીર સાહેબ કહે છે કે:—હે હંસા! ચૈતન્ય! પ્રથમ વિચાર તત્વને પારખજ્ઞાનને ગ્રહણ કરવું અને તારા શિવાયના એટલે ચૈતન્ય પદ શિવાય જેટલા મત છે તે દુરમત છે તે સર્વને દૂર કરો. વેદમત, શાસ્ત્રમત, પુરાણમત, ચાર વાકયમત, નાસ્તિકદ્વૈત, અદ્વૈત, વશિષ્ટાદ્વૈત, એ બધા મત જીવને બંધન કરતા છે તેમજ તે મિથ્યા જીવની કલ્પનાથી બન્યા છે, તેથી તેને વિચારવડે દૂર કરવા કે ફરીથી તેમાં ફસાવું નહીં, અને જે અસલ સ્થિતિ પ્રાપ્ત કરવા, દયા, ક્ષમા, સત્ય, ધૈર્ય, વિચાર વિવેક, વૈરાગ્ય, અને ગુરુભક્તિ એ આઠો લક્ષણ હરદમ પાસે જ રાખવા તેથી પારખ પ્રાપ્ત થાય છે, એજ હંસ ગમન (હંસગતીને પ્રાપ્તિ) કરાવે છે મુક્ત કરાવે છે.

જગતમાં ભ્રમિત (ભૂલેલા) જીવોને અનુમાન કલ્પિત ભક્તિ ઘણી પ્યારી લાગે છે, જેમ અગ્નિ ચાહે આખા નગરને બારી મુકે પરંતુ લોકો આગને ઘરમાં લાવી દેવે છે, કારણ કે તેઓ આગ વગર રહિ નહિ શકે, તેથી ફેર ફેર તે આગને ઘરમાં લાવી દે છે, તેમ તે ગુરુવા લોકોની સરણમાં જઇ તન મન અને ધન અર્પણ કરી ભ્રમિત જ્ઞાનને પ્રાપ્ત કરીને ખુવાર થાય છે, વારમ્વાર ભવસાગરમાં ગોથા ખાયા કરે છે, કારણ કે અજ્ઞાન દસાના કારણને લઇ પોતાની હાણી કે લાભ એ કંઇ પણ સમજતા નથી જેમ નિસાબાજ મનુષ્ય નિસામાંજ તેની

સર્વ મીલકત ગુમાવી છતાં પણ તે નીશાને વશ જ રહ્યો, અને અત્યંત આખરે દુઃખી થયો, જો પોતે ચૈતન્ય નહિં હોતે તો એક ઈશ્વર છે એક બ્રહ્મ છે એક કર્તા સ્વર્ગમાં છે એ તમામ કલ્પના પોતે જ કરે છે, જેમ દર્પણમાં મ્હોડુ દેખાય છે, પરંતુ પોતે ના હોય તો દર્પણમાં મ્હોડુ કોણ જોતે, સ્વયં જો પોતે ના હોતે તો એ વેદવાણી શાસ્ત્રાદિના તેવા મત કોણ કલ્પતે ? એ સર્વત્ર વાણી વિલાશ પોતે જ કલ્પિ કલ્પિ તેમા પોતે જ બંધમાન થયો છે, જેમ પોતે વિષ બજારમાંથી લાવી પોતે ખાઇ જાવે તો તેને કોણ રોકે ? સદ્દગુરુ કબીર સાહેબ કહે છે કે હે હંસા ચૈતન્ય જીવ ! તુ સાચો વાણીઓ છે તો સાચો વેપાર સત્સંગરૂપી હાટ લગાવ અને જેને તું કબીર કબીર જંખી રહ્યો તે, સત્યનામ સત્યનામનું-રટણ કરી રહ્યો છે, તે કબીર વસ્તુ ચૈતન્ય સ્વયંપદ મુક્તપદ અસલિયાતપણું પારખ પદ પ્રકાશ એ સત્ય સંગમાં રહે છે, સત્યસંગ નામ પારખી સંતોના સાથે પ્રિતી કરવી ભાવના રાખવી પોતાના હિતને માટે ઉપદેશ લેવો એ સત્ય બોધ પારખનિષ્ઠ સંતોને શરણે જવાથી જ પ્રાપ્ત થાય છે, સાક્ષી પુર્વક સદ્દગુરુ સ્થિર પદ પરખાવે છે, પરખે સોઇ પારખી હંસ.

(વંદના સાખી)

સ્વયં સ્વરૂપ પ્રકાશ ગુરૂ, સુખ સાહેબ કબીર;
મયાદાસ તુમ ચરણકો ? શરણ આયે કી ભીર૦
બીજકસાર સિદ્ધાન્ત કો, રાખે હૃદયકે માંહીં;
પરખે પ્રકાશ પદ સ્થિર લહે, ગ્રહી સદ્દગુરુ બાંહી.
આપ અવિનાશી અમર હો, સત્ય સ્વરૂપી આપ;
અજર અખંડ સાહેબ ગુરુ, ટળે ત્રીવીધી તાપ;

સાર સિદ્ધાન્ત સમાપ્તિ ભયા, વાંચે વિચારે જોય;
સદા વિમલ સતસગ કરિ, સંત વિવેકી સોય.
પરખાવે પરખે સદા, સંત સંગતકે બીચ;
તાકો હમારી બંદગી, કિંચિંત રહે નહિં કીચ.

આસો માસે સરદપુનમની રાત જો (એ રાગ)
પારખ ગુરુએ પાયુ વચનામૃત પ્રેમનું,
ટળી ગયા કંઈ તનના ત્રીવીધી તાપજો;
આનંદના ઉભરા રે ઉરમાં આવીયા,
ગુરુકૃપાથી મટયા સૌ સંતાપ જો. (પારખગુરુએ)
જગબંધન રૂપી રે તૂટી બેડીયો,
તૂટી ગયા સહુ ત્રુષ્ણાઓના તાર જો;
ગુરુએ આપી જ્ઞાનપારખની નાવડી,
એ નાવડીએ ઉતરવું ભવપાર જો. (પારખગુરુએ)
ગુરુ હમારા ગંગા જીમુનાને ગોમતી,
અડસટ તીર્થ ગુરુ સરણની માંહીં જો;
સુરીવર મુનિવર ગુરુ તણે આધીન છે,
દયા લાવી ગુરુ ગ્રહે સેવકની બાંહ્ય જો. (પારખગુરુએ)
પારખગુરુજી મલ્યા પુર્વના પુણ્યથી,
મયાદાસ ગુરુ મંગલકારી નામ જો;
દયા સાગર સદ્દગુરુ સાચા દેવ છો,
કહે લાલદાસ પુરી હમારી હામ જો. (પારખગુરુએ)

બીજકસાર સિદ્ધાન્ત સમાપ્ત

श्री महात्मा पूर्णसाहेब कृत

# निर्णयसार

## दया गुरुकी अथ लिख्यते ग्रंथ निर्णयसार

દોહા–બંદનિયે ગુરુ પરખકો, બારબાર કર જોર;
દયા કરણ સંશય હરણ, સંતરૂપ પ્રભુતોર. १
બન્દીછોર કૃપાલ પ્રભુ, વિઘ્ન વિનાશક નામ,
અસરન શરણ બંદૌં ચરણ, સબ વિધિ મંગલ ધામ २

(ચોપાઈ)

શરણ શરણ કબીર કૃપાલા, ભક્ત સહાયક દીન દયાલા;
જીવ ઉદ્ધારણ નામ તુમ્હારા, યાહિતે આપુ સંતતન ધારા.
કાલ જાલકે ફંદા ભારી, મેટિ કિયેહુ નિજ દાસસુખારી;
તુમ સબ લાયક અંતરયામી, હમ નાલાયક જીવ બેકામી.
બંદો ગુરુપદ દોઉકર જોરી, સબ સંશય મેટહુ પ્રભુ મોરી;
નિર્ણયસાર ગ્રંથકો ભાઉ, કહહુ યથા ઉપદેશ પ્રભાઉ. ३

શિષ્ય પ્રશ્ન (ચોપાઇ)

કૌન જમા હ જગત મંઝારા, જાપર હોત સકલ બૈપારા;
બિના જમા બૈપાર ન હોઈ, યહ તો વિદિત જાને સબકોઇ.
કોઇ બ્રહ્મજ્ઞાન બતલાવૈ, કોઈ યોગ સમાધિ લગાવૈ,
કોઈ તીરથ બરત અચારા, કોઈ કાલ કર્મ વિસ્તારા.
કોઈ જપ તપ સંયમ કરઇ, કોઇ મૂરતિ પૂજા ધરઈ;
નાના પંથ નાના ગુરુવાઈ, કૌન જમાપર રહા ચલાઇ. ४

દોહા-કાલ કર્મ ઔ કર્તા, કૌન જમાપર ઠહાર;
યોગ સાંખ્ય વેદાંત મત, કહહુ સકલ નિરૂવાર. ૫

ગુરુ ઉત્તર (ચોપાઈ)

કહહિં કબીર સુનુશિષ્યસયાના, યહસબ ભરમ જાલ વિધિનાના;
જીવ જમા એક સાંચ હે ભાઇ, ઔરેં સબૈ ખર્ચ ઠહરાઇ.
જીવહિ બ્રહ્મ આત્મા હોઇ, જીવહિ યોગ કરે સબ કોઇ;
જીવહિ કર્તા કર્મ બનાવૈ, જીવહિ કાલસમય ઠહરાવૈ
ચારી વેદ ઔ નાંના બાની, કલિપકલિપ સબ જીવ ઉત્પાની;
જેતે સિદ્ધાંત ભયે જગ સોઇ, સો સબ ભાસ જીવકો હોઇ.
જીવ જમા નહિં હોઇરે ભાઇ, સબ સિદ્ધાંત કૌનઠહરાઇ ૬
(દોહા)-કહહિં કબીર વિચારી કે, યે નિર્ણય પરમાન;
જીવ જમા જાને બિના, સબૈ ખર્ચમેં જાન ૭

સત્યશબ્દ ટકેસાર

(સાખી)-જો જાનેહુ જગજીવના, જો જાનહુ સો જીવ;
પાની પચાવહુ આપના, તો પાની માંગી ન પીવ. ૮

શિષ્ય પ્રશ્ન (ચોપાઈ)

જીવ જમા જો કહેઉ ગોસાંઇ, યહ નિશ્ચય હમરે ચિત આઇ;
જો તુમ કહેઉ સોઇ હૈ સાંચી, જીવ જમા ચાહૌ પ્રભુજાંચી.
હમ અજાન હે શિષ્ય તુમ્હારા, કહિ સમુઝાવો સકલ નિરૂવારા;
જીવ જમા કાહેસો કહિયે, યાકી સમુઝ કૌનવિધિ લહિયે.
પાંચ તત્વ ગુણ તીન શરીરા, યામેં જીવ કૌન ગુણ ધીરા;
કોઈ વીર્ય જીવ ઠહરાવે, કોઇ રક્ત કોઈ તેજ બતાવે.
કોઈ શ્વાસા કોઇ શુન્યહી કહઇ, નાનાબાની જગમેં બહઈ. ૯

દોહા–યહ તો જાનિ પરે નહીં, જીવ કહાવૌં આય;
યહ સંશય પ્રભુ મેટિકે, સતગુરુ હોહુ સહાય. ૧૦

ગુરુ ઉત્તર (ચોપાઇ)

યહ સબ નાશમાન હૈ ભાઈ, જીવ જમા યે કૈસે કહાઇ;
જો નાસે સો જીવ ન હોઇ, જીવ સદા અવિનાશી સોઇ.
ચિરજીવ જીવ કહિ દીન્હા, યહ સબ નાશમાન તુમ ચીન્હા;
પાંચ તત્વકો જાનનહારા, તીનો ગુણકા કરત વિચારા.
વીર્ય રક્ત તેજ તમ શ્વાસા, સબકો જાની કરત વિશ્વાસા;
શુન્યહિ જાનૈ શુન્ય ન હોઇ, જાનનહાર જીવ હૈ સોઇ.
જો પાંચો તત્વ જાનૈ ભાઈ, સો કહા આપુ તત્વ હોઇ જાઇ;
તત્વહિ હોય કે તત્વ સમાવત, તો પુનિતત્વહિ કૌન બતાવત.
જાનહિમાત્ર જીવ હૈ સોઈ, જાનતે અધિક ઔર નહિ કોઇ. ૧૧
દોહા–પાંચ તત્વ યહ જગતસબ, જાનૈ સો જીવ જાન;
કલ્પૈ સોઇ કલ્પના, માનૈ સો અનુમાન. ૧૨

સત્ય શબ્દ ટકસાર

સાખી–જાગૃતરૂપી જીવ હૈ, શબ્દ સોહાગા સેત;
જર્દ બુંદ જલ કુકુહો, કહહિં કબીર કોઇ દેખ ૧૩

શિષ્ય પ્રશ્ન (ચોપાઈ)

હે પ્રભુજાન સબન પર હોઇ, જાનતે અધિક ઔર નહિં કોઇ;
સો કૈસે બધન તર આવા, ઠૌર ઠૌર કસ આપુ બંધાવા.
યહ તો ધર્મ જાનકે નાહીં, વગરે પકરિ બંધાવત બાંહીં;
જાન જીવ અવિનાશી હોઇ, તેહિ જડ બંધન કૈસે સમોઇ. ૧૪
દોહા–કાહુકા કિયા જીવ હૈ, કિ હે આપુહિ આપ;
કૈસે બધનમેં પરો, યાહિ કૌન મા બાપ. ૧૫

### ગુરુ ઉત્તર (ચોપાઇ)

યાકો માય ન યાકો બાપા, યહ તો સ્વતઃ આપુહિ આપા;
યાકો કોઇ નહિં કર્તારા, યહ તો સબકા સિરજનહારા.
માયા પુરૂષ યાહિ નિર્માયે, ભરમભૂલિ નિજ તન વિસરાયે;
માનિ માની બંધનમેં આવા, નિજ કરતબમેં આપુ બંધાવા. ૧૬

દોહા–જસ સુવના ઝલની ફંદા, કીટ કુસ્યારી માંઝ;
ઐસી ગતિ યા જીવકી, ભઇ દિવસતે સાંઝ. ૧૭

### શિષ્ય પ્રશ્ન (ચોપાઇ)

માય બાપ યાકે કોઇ નાહીં, સ્વત આપુ કસબંધન માંહીં;
કૈસે નિજ તન આપુ વિસારા, ભરમભૂલકા કૌન ઇસારા.
કૌન માનંદી ઇન પ્રભુ કીન્હા, ભિન્ન ભિન્ન બતલાવહુ ચીન્હા;
પ્રથમેં કૌન દેહ હંસાકી, જાહિ દેહતે ઝાઇ ઝાંકી. ૧૮
(દોહા)–કૌન દેહ પ્રથમેં હતી, કા માનંદી કીન્હ;
કૈસે ભ્રમવશ જીવ પરો, ભઈ સકલ મતિ છીન. ૧૯

### ગુરુ ઉત્તર (ચોપાઇ)

હે શિષ્ય તુમ પૂછેઉ ભલ બાતા, તોસે સકલ કહૌં વિખ્યાતા;
પક્કી દેહ પ્રથમ હંસાકી, બીજક ટીકામેં સબ ભાખી
વહ જો યહાં અબ કહો બુઝાઇ, તો યહ ગ્રંથ બહુત બઢિ જાઇ;
દયા ક્ષમા સત્ય ધીર વિચારા, પાંચ તત્વ હંસાકે સારા
યાહીકી દેહ હંસાકી ભાઇ, યાહીકો બ્રહ્માંડ રહાઈ;
યાહી દેહ હંસાને દેખી, ઉપજો હર્ષ નિજ પ્રેમ વિશેષી.
પ્રેમ આનંદ ઉઠા ઘહરાઇ, તા આનંદમેં હંસ સમાઇ;

ગયો સમાય ભયો આનંદા, બિસરી દેહ પરો ભ્રમ ફંદા.
પક્ષી તે ઇચ્છી ભઇ ભાઇ, ભઇ સ્ફુર્તિ હંસા સુધિ આઇ;
ઈન જાના મૈં ભરમ ભુલાના, પક્ષીતે હંસા વિલગાના;
પિંડ બ્રહ્માંડ સબૈ સૌ કાંચા, તામેં આપુ રહા જિવ સાંચા
ઇચ્છાકે પ્રતાપતે ભાઇ, દૂસરી ઇચ્છા ઉઠી બનાઇ;
તાતે નારીરૂપ નિર્માવા, સબ કછુ કીન્હા જો મન આવા.
તેહી નારીકે પુત્ર તીનિ ભયઉ, બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર નાઉ;
તબહિં કલ્પિ બહુ બાનિ ઉપાઇ, કર્તા કારણ ઇચ્છા આઈ.
પુન્હિ સો રૂપ છુટિકે ગયઉ, એક અનંત આપુહિ ભયઉ;
યહ પ્રકાર જગ ભયા તમાસા, એક અનેક બંધ્યો સોઈ આસા.
સોઇ જીવરૂપ યહ ભાઇ, આપન બંધન આપ બનાઇ. ૨૦

## સત્ય શબ્દ ટકસાર

સાખી–જહિયા જન્મ મુક્તા હતા, તહિયા હતા ન કોય;
છઠી તુમ્હારી હો જગા, તુ કહાં ચલા વિગોય. ૨૧

(ચોપાઇ)

માનંદી હૈ તીન પ્રકારા, તત્વમસિ વેદપદ સારા;
ચેતીનિહુ પદકે માને ભાઇ, આવાગવનમેં જીવ રહાઇ. ૨૨

દોહા–તત્વમસિ પદ તીન સો, આવાગવનકો મૂલ;
સો ભાસો પદ જીવકો, સહે ઘનેરી સૂલ. ૨૩

## શિષ્ય પ્રશ્ન (ચોપાઇ)

હો પ્રભુ જીવનકે સુખ દાતા, મેટેઉ મોર ભરમ સબ તાતા;
હમ જાના કર્તા કોઇ દૂજા, તાતે ભરમ બઢો બહુ પૂજા.

કર્તા કારણ જગ એહાલા, અબ મોહિ જાનિ પરો સબ જાલા;
તત્વમસિ પદતીન કહાઇ, કેહિ વિધિસો મોહિં દેહુ લખાઇ ૨૪
દોહા–તત્વમસિ પદ તીન સો, કેહિ વિધિ જાની જાય;
હો અજાન જાનો નહીં, સતગુરૂ દેહુ લખાય ૨૫

## ગુરુ ઉત્તર (ચોપાઇ)

હે શિષ્ય તુમ બડભાગી હોઈ, કહાં વિચારસકલ વિધિ મોઇ;
મોહિં બોલનકી સરધા નાહીં, તોર પ્રેમવશ બોલો ભાઇ.
કવિતા હોઉ ન ભાંડ કહાઉ, બકવાદીકે નિકટ ન જાઉ;
ગુરૂવાઇ ઔ માન બડાઇ, ઋદ્ધિ સિદ્ધિ સબ જાત નસાઇ.
ઇનમેં સકલ જગત અરૂઝાના, કાલકલાકો મર્મ ન જાના;
મોકો નહિં ઇન સબતે કાજા, તુમ્હરી ભક્તિવશ કહો ઉપરાજા.
તત્પદ શો ઇશ્વર કહલાઇ, ત્વંપદ નામ જગત જીવ પાઇ;
અસિપદનામ બ્રહ્મ અવિનાશી, આતમઅચલસહજ સુખરાશી.
દોહા–તત્પદ સોઈ જ્ઞાન હૈ, ત્વંપદ હ અજ્ઞાન;
અસિપદ એકતા બ્રહ્મ હૈ, જાસોં કહત વિજ્ઞાન. ૨૭

## શિષ્ય પ્રશ્ન (ચોપાઇ)

હે ગુરુ તુમ હો દીનદયાલા, મેટઉ સકલ મોર ઉરસાલા;
ઇનકે નામ રૂપ દિખલાવો, ઠોર ઠિકાના મોહિં બતાવો.
કૌન ઠામ ઇશ્વરકો કહિયે, કૌન ઠામ જગત જીવલહિયે,
કૌન ઠામ આતમ કહલાઇ, સકલ ભેદમોહિં દેહુ બતાઇ. ૨૮
દોહા–તુમ સબ લાયક પરમ ગુરૂ, મેં અજાન મતિહીન;
શરણ આયેકે લાજ હૈ, સકલ બતાવહુ ચીન્હ. ૨૯

## ગુરુ ઉત્તર (ચોપાઇ)

સુનહુંબાલ તુમ સકલ વિચારા, એક એક સબ કહેંાનિરૂવારા;
બ્રહ્માંડ બાસબ્રહ્માંડ અભિમાની, તા કોઇ સબ કહત બખાની.
પિંડ બાસ પિંડ અભિમાની, તાકો જીવ કહત સબ જ્ઞાની;
દોઉકા વાચાંશ મિટાવૈ, ગહિ લક્ષાંશ એકતા પાવૈ.
સોઇ અસિપદ બ્રહ્માનંદા, જહાં નહીં દ્વૈત અદ્વૈતકો ફંદા;
બ્રહ્માંડ ઠૌર ઇશ્વરકો કહિયે, પિંડ ઠૌર જીવકો લહિયે,
અસિ પદ ઠૌર આનંદબખાની, જહાં કછુ કહત બન નહીંબાની;
અબ ઇનકે તોહિરૂપ બતાઉં, વ્યષ્ટિસમષ્ટિ સકલોં સમુઝાઉં;
જ્ઞાની સો તત્પદ કહલાવૈ, અજ્ઞાની ત્વં પદ મન ભાવૈ.
વિજ્ઞાનીકો અસિપદ કહિયે, પરમહંસ ઉંચા પદ લહિયે;
તત્પદ જૈસા સિંધુ બખાના, ત્વંપદ કુપ તલાવવિધિ નાના
અસિપદ જૈસા દુનહુમેં પાની, યહ સિદ્ધાંત કરત વિજ્ઞાની;
નામ રૂપ મિથ્યાકર જાની, આતમ એક નિશ્ચય જસપાની.
યામેં દોયે બિધિ પરમાના, એક પરોક્ષ વિશેપહિ જ્ઞાના;
દૂજા સો અપરોક્ષ કહાઇ, સો સમાન જ્ઞાન હૈ ભાઇ.
દ્વવિધિજ્ઞાન દ્વૈ વિધિઅજ્ઞાના, દ્વૈવિધિકો વિજ્ઞાન બખાના;
નિરઉપાધિસોઅપરોક્ષહિ જ્ઞાના,સહ ઉપાધિસો પરોક્ષબખાના.૩૦
દોહા—વેદ પ્રમાણ મહાવાક્યકો, કહેઉં સકલ પરમાન,
અબ જો શંકા કરો શિષ્ય, સો સબ કહો બખાન ૩૧

## શિષ્ય પ્રશ્ન (ચોપાઇ)

દ્વૈ પ્રકાર કૈસો અજ્ઞાના, કોનપ્રકાર દ્વૈ વિધિહૈ જ્ઞાના;
દ્વૈ પ્રકાર વિજ્ઞાન બતાઈ, સો કૈસે ગુરુ મોહિં લખાઈ.

પ્રથમ બતાવહુ હૈ અજ્ઞાના, પાછે પૂછવ જ્ઞાન નિદાના;
કૌન અજ્ઞાન અપરોક્ષ કહાઇ, સોમોહિં સકલકહો ગુરુરાઇ. ૩૨

દોહા—તુમ નિજ સતગુરૂ સત્ય હો, અબ, હમ ચીન્હા તોય.
સકલોં ભેદ બતાવહુ, સંશય રહે ન કોય. ૩૩

ગુરુ ઉત્તર (ચોપાઇ)

જો વીશેષ અજ્ઞાન કહાઇ, સો અપરોક્ષ કહાવત ભાઈ;
તાકોવીધીવર કરોંબખાના, સુનુંશીષ્યજો અપરોક્ષઅજ્ઞાના.
વિષયનમેં આસક્ત રહાહીં, જાતિ પાંતિ કછુસમઝતનાહીં;
વેદ મર્યાદા કબહું ન જાને, પંડિતજનકી આનનમાને.
કૌનકો કુલ કૌનકી જાતી, અસ કહિ વિપયારતઉતપાતી;
ખાય કબાબ શરાબ સોરોજા, નિશદિન પરનારિનકો ખોજા.
ગાવૈ રસ સિંગાર બનાઈ, વેશ્યનકે ઘર નિશદિનજાઇ;
પરનારિપર તનમન વારૈ, દ્રવ્ય હોય સો સબૈ બિગારે.

વિષયનકો સંગ નિશદિનકરઇ, બામ મતા ઇષ્ટ આચરઈ;
કોઇ જ્ઞાની તેહિ જ્ઞાન સુનાવે, તાહિ ઉલટિકે ઝગરનધાવૈ.
બાદ અન્યથા નિશદિનકરઇ, સાંચહિ જૂઠ જૂઠ નિજધરઈ;
કહે જ્ઞાની સબજ્ઞાન ભુલાના, વિષય સ્વાદ કોઇ નહિં જાના.
જગમેં નારી સંપતિ ભોગા, ઇનસમ ઔર નહીં કછુયોગા;
મૃગનયની સબ સુખકી ખાની, તાહિ ત્યાગિ ભયે બ્રહ્મજ્ઞાની.
ઇનકી મતિ બુદ્ધિ સબે હેરાઇ, સાધુનકે સગ ગયે બૌરાઈ;
બહુ વિધિ રંગનાના વિધિરાગા, ઈનકો ત્યાગી કરત વૈરાગા.
કર્મહીન દ્રારિદ્રી અહહીં, ઘરઘર ભીખ સો માંગત જહહીં;
ઈનકો કહિયે પરમઅભાગિ, હમહિં જગતમેં હેંબડભાગી.

